# સમાજનો સડો

( પ્રથમ ખંડ )

[ સામાજીક બળતા પ્રશ્નો ચર્ચતી નવલકથા ]

લેખકઃ—

અમૃતલાલ રતનજી ત્રિવેદી.

પ્રકાશકઃ—

હરિલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી.

કિંમત રૂ. ૧-૮-૦

આવૃત્તિ પહેલી

પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૬

સને ૧૯૩૦

પ્રકાશકઃ—હરિલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી.

મુદ્રકઃ—શ્રી હરિ-હર પ્રીન્ટીંગ પ્રેસ.

મુદ્રણસ્થાનઃ—૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

# અર્પણ પત્રિકા

મ્હારા સહૃદયી મુરબ્બી પ્રભુદાસ લાધાભાઇ મોદીને મારી આ નવલકથાનો પ્રથમ ખંડ સપ્રેમ અર્પણ કરૂં છું.

અમૃતલાલ રતનજી ત્રિવેદી.

# ઉપોદ્‌ઘાત.

---

સમાજની પ્રણાલિકાઓમાં રહેલા દોષો દર્શાવી તેમાં સુધારા સુચવવાના ઉદ્દેશે ઘણા લેખકોને નવલકથા લખવા પ્રેર્યા છે. રા. ત્રિવેદીએ પણ એવાજ ઉદ્દેશથી થોડા વખત ઉપર "હંસા" નામની નવલકથા પ્રસિદ્ધ કરી હતી.

"સમાજનો સડો" નામની એમની આ બીજી નવલકથા પણ એજ આશયથી રચાઇ છે. આપણા હિંદુ સંસારમાં વિધવાની દશા ઘણી અસહાય ને નિરાધાર ભરી છે. નર્મદથી માંડી અત્યાર સુધીના અનેક લેખકોએ એનાં કરૂણ ચિત્રો આલેખવા પ્રયાસ કર્યો છે. રા. ત્રિવેદીએ પણ એજ પ્રશ્નના પાયા પર એમની નવલકથાની ગુંથણી કરી છે. સાથે સાથે આપણી જ્ઞાતિ સંસ્થાનાં કેટલાંક અનિષ્ટો, જ્ઞાતિના અગ્રેસરોની અનિયંત્રિત સત્તા, અજ્ઞાનને અભણ સ્ત્રીઓને ફસાવવાને ચાલતી કપટ લીલા ઇત્યાદિ સામાજીક વિષયો પણ વાર્તામાં ઠીક ગુંથ્યા છે.

વાર્તાના ગુણદોષની ચર્ચા અહીં કરવી અસ્થાને છે. વાર્તાની શૈલી સરળ, તળપદી ને વાંચક સહેલાઇથી સમજી શકે તેવી છે.

રા. ત્રિવેદી સાહિત્યના શોખીન છે. આ અગાઉ પણ એમણે વાર્તાઓ લખી છે. "સાંજ વર્તમાન"માં એઓ હમણાં ચાલુ વાર્તા લખી રહ્યા છે. એમનાં સાહિત્ય શોખ ને કળા શકિત ઉત્તરોત્તર વિકાસ પામે એમ ઇચ્છી આ એમના પ્રયાસને વિજય ઇચ્છું છું.

૮-૩-૩૦<br>મુંબઇ. } **કનૈયાલાલ માણેકલાલ મુન્શી.**

# અનુક્રમણિકા



# બે બોલ

—+—

દેવમંદિરોમાં થતો ધનનો દુર્વ્યય અને અજ્ઞાન ધર્મઘેલડા માનવીઓને પોતાની વાસના પોશવામાં દેવમંદિરોના મહારાજોને હથીઆર તરીકે ઉપયોગ કરતાં જોતાં મારા હૃદયમાં સખ્ત આઘાત થયો. શું આવી સ્થીતિ એક પળ પણ ટકી રહેવી ઇષ્ટ છે? આમ મારા અંતરમાં પ્રશ્ન ઉઠયો.

શું આ ધર્મસ્થાન? જ્યાં અનાચાર અને દુષ્ટતા સીવાય કાંઇ પણ નજરે પડતું નથી તે ધર્મમંદિર? આવા વિચારો મારા હૃદયમાં ઉઠવાથી અને આજના જ્ઞાતિના ભિન્ન ભિન્ન વાડામાં નીરક્ષર અને નિર્બોધ હોવા છતાં કહેવાતા જ્ઞાતિ પટેલોને આપખુદી અને સત્તાનું જોર ચલાવતા જોયા પછી નિર્દોષ જ્ઞાતિજન પર પોતાનો સ્વાર્થ પોશવા અત્યાચાર અને જુલ્મ ગુજારતાં અને પોતાની આપખુદ પટેલાઇને વંશપરંપરાની કરવા માટે ધમપછાડા મારતા જ્ઞાતિ પટેલોની જોહુકમી જોયા પછી જો હિન્દુ સમાજને પૂર્વના

---



* કંપોઝીટરની ભુલને લીધે પ્રકરણ વીસમું ઓગણીસમા પહેલાં છપાઇ ગયું છે માટે વાંચકે પહેલું ઓગણીસમું પ્રકરણ વાંચીને વીસમું વાંચવા કૃપા કરવી.

× સરલાને બદલે લક્ષ્મી સમજવું.

જેવી ઉન્નત અને ચેતનવંતી બનાવી વીસમી સદીના પ્રગતિના પ્રવાહમાં ટકાવી રાખવી હોય તો આ જુલ્મ અને આ અત્યાચાર, આ ખોટી ધર્માંધતા અને આ દેવમંદિરના મહારાજોની પાપલીલાઓ એક પળ પણ ટકાવી રાખવી જોઇએ નહીં તેવું જણાતાં ઉપરના પ્રશ્નોને "સમાજનો સડો" નામની નવલકથામાં ગુંથીને મારી પહેલી વાર્તા "હંસા યાને મઠનો ભેદ" ની વાર્તામાં જેમ મઠના સ્વામીની પાપલીલા ઉઘાડી પાડવાનો પ્રયત્ન કર્યો હતો તેમ "સમાજનો સડો" નામની વાર્તામાં ઉપરના પ્રશ્નોની ફુલ ગુંથણી કરવાથી કાંઇક સમાજને ફાયદાકારક છે તેવું જણાતાં આ વાર્તાની ફુલગુંથણી કરી છે.

"હંસા યાને મઠનો ભેદ" નામની મારી પહેલી સાંમાજીક નવલકથાને જનસમાજે જેવી રીતે અપનાવી લીધી હતી તેવા રીતે આ મારી નવલકથા "સમાજનો સડો" ને પણ જનસમાજ અપનાવી લેશે ને સમાજના સચોટ બળતા પ્રશ્નો બીજી નવલ-કથામાં ચર્ચવાને મને ઉત્સાહીત કરશે તેવી આશા છે.

"સમાજનો સડો" લખવાને હું શા માટે પ્રેરાયો હતો તેનો ટુંક ખુલાસો આપ્યા પછી "સમાજનો સડો" નામની મારી નવલકથા પુસ્તકરૂપે રજુ કરવામાં મારા જે મિત્રોએ મને મદદ કરી છે તેમનું રૂણુ ફેડવાનો પ્રયત્ન કરૂં તો અસ્થાને તો નહીજ ગણાય.

ગુજરાતી જનતા સમક્ષ નવલકથા લેખક તરીકે મને પ્રકાશમાં લાવનાર "સાંજ વર્તમાન" વાળા મુરબ્બી પ્રભુદાસ લાધાભાઇ મોદીનો ઉપકાર ન ભુલાય તેવો છે. જો તેઓએ મને "સાંજ-વર્તમાન" દ્વારા ગુજરાતી જનતા સમક્ષ નવલકથા લેખક તરીકે જાણમાં લાવવાનો પ્રયત્ન ન કર્યો હોત તો મારી શકિત પ્રમાણે અત્યારે હું જે સેવા બજાવી રહ્યો છું તે કરી શકયો હોત કે નહીં તે શંકાસ્પદ હોવાથી મુરબ્બી પ્રભુદાસ લાધાભાઇ મોદીનો હું આભારી છું.

પાટણની પ્રભૂતા, ગુજરાતનો નાથ ને રાજાધિરાજ જેવી ત્રણ ઐતિહાસીક નવલકથાના સમર્થ લેખક મુંબઇની ધારાસભાના સભ્ય સાક્ષર શ્રી કનૈયાલાલ માણેકલાલ મુન્શીએ તેમને સમયનો અભાવ હોવા છતાં ટુંક સમયમાં પ્રસ્તાવના લખી આપી તે માટે તેમનો આભારી છું.

મીત્ર ગણું કે ભાઇ ગણું એવા મારા બે સ્નેહીઓ ભાઇ બકુલેશ અને ભાઇ કાસમભાઇ ધારીને ભુલી જવા મને યોગ્ય લાગતું નથી. તેમણે મને આપેલી મદદ માટે તેમનો આભારી છું.

હરિ-હર પ્રેસના માલીક હરિલાલભાઇએ સામાજીક પ્રશ્નો ચર્ચતી મારી આ નવલકથાને પ્રગટ કરવામાં મારી સાથે જે સહકાર સાધ્યો છે તે માટે તેમનો આભારી છું. જો તેમણે મારી સાથે સહકાર ન કર્યો હોત તો આજે આ પુસ્તક હું જનતા સમક્ષ ધરી શકું છું તે કયારે ધરી શક્ત તે કહી શકું તેમ નથી.

છેવટે છેલ્લા ત્રણ વર્ષથી મારી લેખન શૈલીપર ખાસ ધ્યાન આપી અને અમુક પ્રકારે લખવાની સુચનાઓ આપવા ઉપરાંત મારા પુસ્તકો અને લેખો છપાવવામાં અને છાપવામાં મને જે સંગીન મદદ કરી છે અને મારા પ્રત્યે જે ભાઇ જેવી મમતા ધરાવતા આવ્યા છે તે સ્નેહી ભાઇ ગુલામ હુસેનભાઇ હ. શિવજી વીસમી સદીના તંત્રી અને માલીકનો હું હરહંમેશનો રૂણી રહીશ. મારા પરનું તેમનું ઋણ ફેડાશે કે નહીં એ એકજ પ્રશ્ન મારી સમક્ષ ઉભો છે.

અંતમાં વાંચક વર્ગ મારી "હંસા યાને મઠનો ભેદ" નામની નવલકથાને જેમ અપનાવી લીધી હતી તેમ આને અપનાવી લેશે અને જે ભુલચુક રહી ગઇ હોય તે હંસક્ષીર ન્યાયે દરગુજર કરશે તેવી આશા છે.

ત્રણ બંગલા<br>ઘાટકોપર<br>૨૭-૨-૩૦

અમૃતલાલ રતનજી ત્રિવેદી.

## પ્રકરણ ૧ લું.

### પરિચય.

નીરૂપમા! વાહ કેવું સુંદર નામ! આવું સુંદર નામ પાડવા માટે મારે મારી ફોઇનો પણ ઉપકાર માનવો જોઇએ કારણ કે બીજાની ફોઇઓ આવું લાલિત્યપુર્ણ નામ નહીં પાડતાં ગંગા, જમના, જડી એવા નામ પાડે છે.

આવા નામો પાડનાર ફોઇ કરતાં મારા ફોઇ અવશ્ય સારા હોવા જોઇએજ. કેમ નહીં? તેઓનુંજ કેવું સરસ નામ છે. આજે નીશાળમાં જ્યારે બ્હેને જ્યોત્સ્નાનો અર્થ સમજાવ્યો ત્યારેજ હું મારી ફોઇના નામમાં કેવો અર્થ રહેલો છે તે સમજી. આવા સુંદર નામવાળી ફોઇ તેની ભત્રીજીનું શું સૌંદર્યહીન નામ રાખે? આમ બોલતી બોલતી નીરૂપમા નામની બાર વરસની બાળા આયનામાં તેના સૌંદર્યનું પ્રતીબિંબ જોઇ આનંદથી ખીલખીલાટ હસવા લાગી

આવી રીતે નીરૂપમાએ થોડા સમય પોતાના સૌંદર્યની પ્રશંસા કરવામાંજ ગાળ્યો હશે તેવામાં શાળામાં તેની સાથે વીદ્યાભ્યાસ કરતી લક્ષ્મી નામની તેની સહીયર ત્યાં આવી પહોંચી. લક્ષ્મીને જોતાંજ નીરૂપમાના હૃદયમાં તેના પ્રત્યે મા જણી બહેન જેવું હેત સ્ફુર્યું બંને સહીયરો હોવા છતાં પુર્વજન્મના રૂણાનુબંધને સગી બહેન જેવુંજ વહાલ એક બીજાને માટે ધરાવતી હતી તેથી લક્ષ્મીનો હાથ પોતાના હાથમાં લઇ લક્ષ્મીના નામની પોતાના નામની સાથે તુલના કરવાના હેતુથી વહાલભર્યા સ્વરે નીરૂપમા બોલી; 'બહેન તારૂં નામ શું ?'

આ પ્રશ્નનો કાંઇ અર્થ નહીં સમજવાથી અને નીરૂપમા તેનું નામ જાણુતી હોવા છતાં શા માટે તેનું નામ પુછતી હશે તે સંબંધી કાંઇ નિશ્ચયપર નહીં આવી શકવાથી લક્ષ્મી કુતુહલભર્યા સ્વરે બોલી ! શું તું મારૂં નામ નથી જાણતી ? શું તારી બાલ્યાવસ્થાની સહચરીના નામને પણ ભુલી ગઇ ? નીરૂપમા ! નીરૂપમા ! તને આ શું થયું કે તું મને પણ ભુલી ગઇ ? આમ કહી હળવેથી મજાક કરતાં બોલી 'બસ ! એટલુંયે ભુલી ગઇ કે ?' આમ બોલતાં તે ખડખડાટ હસી પડી.

તારૂં નામ તો હું જાણું છુંજ છતાં તુંજ કહે જોઉં ? નીરૂપમાએ કહ્યું.

"મારૂં નામ ? નીરૂપમા ! શું તું મારૂ નામ જાણુવા ઇચ્છે છે ? નીરૂપમા તેનું નામ જાણુતી હોવા છતાં તેને શા માટે પુછતી હશે." આવા વિચારો કરતી લક્ષ્મી આશ્ચર્યચકિત થતાં બોલી 'મારૂં

નામ લખમી. કેવું સુંદર નામ છે?' તારૂંએ આવું સુંદર તો નામ નથી.

'અરે! કેમ નહિં? મારૂં નામ તું જાણે છે? નીરૂપમા! તને ખબર છે કે નીરૂપમા એટલે શું? નીરૂપમા! એટલે રૂપરૂપનો ભંડાર, નીરૂપમા એટલે સૌંદર્યનો સાગર, નીરૂપમા એટલે જેના રૂપની—જેના સૌંદર્યની ઉપમાજ ન હોય, જેનું રૂપ બીન હરીફ હોય, કહે હવે તો તું મારા નામનો અર્થ સમજી કે?'

'હેં! શું તું કહે છે તે સત્ય છે? શું તારા નામનો આવો મહિમા છે? ત્યારે તો તારૂં નામ મારા નામ કરતાં સુંદર ખરૂં.' નિરાશ થતાં લક્ષ્મી બોલી.

લક્ષ્મીને નિરાશ થતી જોઇ તેને આનંદિત કરવાના હેતુથી નીરૂપમાએ તેની પ્રત્યે કહ્યું: "બ્હેન લક્ષ્મી! એમાં નિરાશ શા માટે થાય છે? નિરાશ થવાની શી જરૂર છે? બ્હેન! તારૂં નામ કેટલું બધું સુંદર છે તે તું જાણે છે? હું પણ તારા નામમાં કેવો ભેદ છુપાઇ રહેલો છે તે તો જ્યારે પિતાજીએ લક્ષ્મી નામનો અથ સમજાવ્યો ત્યારેજ જાણી શકી, લક્ષ્મી! તારા નામમાં તો અપૂર્વ ભેદ સમાઈ રહેલો છે. લક્ષ્મી! ખરી વાત તો એ છે કે—અરે તારી અજ્ઞાન ફોઇનોજ તારૂં નામ પાડવામાં વાંક છે. તારી ફોઇ મારી જ્યોત્સ્ના ફોઇ જેવી સંસ્કારી નહિં હોય, નહીંતર તારૂં આવું અનુપમ નામ બગાડી, તેના ઉંચ્ચ ભાવોને ભેદી નાખી, લક્ષ્મી જેવું સુંદર નામ મૂકી લખમી નામ પાડત કે?

નીરૂપમા જેવી વાચાળ અને વર્ગમાં હંમેશાં પહેલો નંબર પૂરાવતી બાળાના મ્હોંએ પોતાના નામના આવા વખાણ થતાં

સાંભળી તે નીરૂપમા પ્રત્યે બોલી: 'નીરૂપમા! શું તું કહે છે તેવુંજ ખરેખર મારૂં નામ સુંદર છે?'

'કેમ નહિં? લક્ષ્મી! તેમાંયે વળી શંકા કે? તેમાં શંકાને સ્થાનજ કેમ હોઇ શકે? વિષ્ણુ ભગવાનની પત્નિ લક્ષ્મીના નામથી —સાગર સુતા લક્ષ્મીના નામથી બીજા કોનું નામ વિશેષતા મેળવે? જે લક્ષ્મીના માટે માણુસો મરી ફીટે છે, જે લક્ષ્મીના માટે માણુસો ન કરવાના કાળા ધોળા કૃત્યો કરે છે, જે લક્ષ્મીની લાલચમાં મનુષ્ય ચોરી, ખુન ઇત્યાદિ કાર્યો કરવામાં પાછી પાની કરતો નથી, જે લક્ષ્મીના માટે બાપ, દીકરા કે સગા ભાઇઓમાં કલેશ ઉત્પન્ન થાય છે, તે સમુદ્ર સુતા લક્ષ્મીના જેવી તું પણ તારા લક્ષ્મી નામને સાર્થક કરે છે. લક્ષ્મી તું ખરેખર લક્ષ્મી તુલ્ય છે.

નીરૂપમાને આવી રીતે તેની પ્રશંસા કરતી જોઇ કદાચ તે તેની મશ્કરી તો નહીં કરતી હોયને તેવા વિચાર લક્ષ્મીના હૃદયમાં આવવાથી તે નીરૂપમા પ્રત્યે બોલી: 'નીરૂપમા! મારી મશ્કરી તો નથી કરતીને? શું તું આ બધું સાચુંજ કહી રહી છે? શું મારૂં નામ આટલું બધું સારૂં છે?'

'કેમ નહિ.' તારા નામમાંજ કંઇ એવો પ્રભાવ છે કે તું જ્યાં જાય ત્યાં લીલા લ્હેર કરી મૂકે અને તેનો પૂરાવો પણ મોજુદ છે. તુંજ કહેને કે તારા જન્મ પહેલાં શું તારા પિતા ધનવાન હતા? શું તારા જન્મ પહેલાં તારા પિતાને પુત્ર કે પુત્રિરૂપી કંઇ સંતતિ હતી? કેમ! કહે જોઇએ આ બધું તારા જન્મ પછી થયું છે કે નહિં? લક્ષ્મી! આ બધું થવાનું કારણુ તું સમજે છે? તે તારા જેવી લક્ષ્મીનોજ શું પ્રતાપ નથી? તારી ફોઇએજ તારા નામની

કિંમત ઘટાડી છે નહીંતર તારૂં નામ એટલે શું ? નીરૂપમા નિરાશ થયેલી લક્ષમીને આનંદિત નહિ કરે તો નિરાશ થઇને રમવાનું મૂકીને ચાલી જશે તે ભીતીથી તેને ખુશ કરવાનો પ્રયત્ન કરવા લાગી.

ચાલ, ત્યારે તો તું નીરૂપમા અને હું લક્ષમી વાહ ! બન્નેના નામો કેવાં સુંદર છે ? લક્ષમીએ કહ્યું.

આવી રીતે વાર્તાલાપ થઇ રહ્યા પછી બંને સહીયરો રમત રમવા લાગી. રમતમાં લક્ષ્મીએ આજેજ એક કન્યાને કપાળે કંકુની આડ કરી ચોખા ચોડી હાથમાં નારીએલ લઇને જતી જોઇ હતી અને તેની પાછળ સ્ત્રીઓને ગીત ગાતી જતી જોઇ હતી. લક્ષ્મી આ જોયેલી રમતનો આજે આનંદ લુંટવા ઇચ્છતી હોવાથી નીરૂપમા પ્રત્યે બોલી નીરૂપમા મેં આજે તો એક તદન નવીન કે જે રમત આપણે કોઇ દીવસ રમ્યા નહી હોઇએ તે જોઇ છે. તે રમશું કે ?

હું કયાં ના પાડું છું. તારી ઇચ્છામાં આવે, તે રમત શરૂ કરને ? નીરૂપમાએ લક્ષ્મીના કથનને અનુમોદન આપતાં જણાવ્યું. ત્યારે તો હું કહું તેમ તારે કરવું પડશે. શું કબુલ છે ? લક્ષમીએ પુછ્યું.

કબુલ કબુલ એક વખત નહીં પરંતું સાતવાર કબુલ છે. આમ બોલતી નીરૂપમા રમતનો આનંદ લુંટવા નાચવા કુદવા લાગી.

નીરૂપમાના આ શબ્દો સાંભળતાંજ લક્ષમી પણ ઉલ્હાસમાં આવી જતાં નીરૂપમા પ્રત્યે બોલી 'નીરૂપમા ! મારી પાસે આવ.' આમ કહી તેના ખીસામાંથી એક ડાબલી કાઢી તેમાંથી થોડુંક કંકુ લઇને સામે પડેલી બાલટીમાંથી પાણી લઇ કંકુ સાથે મીલાવી

નીરૂપમાના કપાળને-તેના ભાલ પ્રદેશને કંમ્કુમથી સુશોભીત કરી ચોખાને બદલે તડકામાં સુકવવા નાખેલી જારને લઇને કપાળમાં ચોડી નીરૂપમા તરફ ટીકી ટીકીને જોવા લાગી.

થોડો સમય આવી રીતે જોયા પછી કંઇક યાદ આવતાં તે બોલી. 'પેલીના હાથમાં તો નારીએલ હતું આને શું આપું ?' આવી રીતે તે વિચાર કરતી હતી તેવામાં સામે પડેલો ગોળમટોળ પત્થર જોઇને આનંદમાં આવી ગઇ અને જમીનપરથી પત્થર ઉપાડીને નીરૂપમાના હાથમાં આપી નીરૂપમા પ્રત્યે બોલી "નીરૂપમા હવે ધીરે ધીરે ચાલવાનું શરૂ કર હું તારી પાછળ ગીત ગાતી ચાલી આવું છું."

બંને નીર્દોષ બાળાઓ આવી રીતે નિર્દોષ રમતનો આનંદ લુંટી રહી હતી પોતે શું કરે છે તેનું તે નિર્દોષ બાળાઓ જરાપણ ભાન નહતું. આવી રીતે બંનેને બાળાઓ આનંદ રસ લુંટી રહી છે ત્યાં નીરૂપમાની માતા મેના આવી પહોંચી અને નીરૂપમાને આવા વેશમાં અનુપમ સૌંદર્યવતી લાગતી જોઇ તેના મનમાં ને મનમાં બોલી 'બેટા ! નીરૂપમા ! તારી કેવી સ્થીતિ છે તે તું શું જાણે ? મારૂં ઉગતું ફુલ, મારી આંખોની કીકી, મારૂં કુમળું પુષ્પ અકાળે ખીલ્યા વિના કરમાઇ ગયું.'

શું અમારા **"સમાજનો સડો"** કોઈ દુર કરી મારી નીરૂપમા જેવી નીર્દોષ બાળાઓના અનુપમ લાલીત્યપૂર્ણ સૌંદર્યને અકાળે કરમાઇ જતાં બચાવવાના પ્રયત્નો નહીં કરે ? શું હિંદુ સમાજ તેના સામાજીક સડાની બદબોમાં ગુંગળાઇ મરશે ?

નીરૂપમા ! બેટા નીરૂપમા ! તારૂં આવું અતુલ સૌંદર્ય અને આવો અનુપમ વેશ જોતાં જે માતાનું હૃદય આનંદથી ઉભરાઇ જવું જોઇએ તે તારા આજ વેશથી અગ્નિ સમાન ભડભડાટ બળી રહ્યું છે. બેટા નીરૂપમા ! તારા જેવી કુદરતની સ્વાતંત્રયતામાં ખેલતી નીર્દોષ બાળા વૈધવ્યની ગહન વ્યાખ્યા ક્યાંથી જાણે ? શું તારા જેવા કુમળા ફુલો માટે વૈધવ્ય યોગ્ય છે ? હિંદુ સમાજની સીતમગર સમાજના સડારૂપી ભઠ્ઠીમાં હજુએ તારા જેવી કેટલી નીર્દોષ બાળાઓનું બલીદાન લેવાવાનું બાકી હશે ? શું સમાજના સંચાલકો તારા જેવી કુમળી કળીઓ તરફ જોઈ તારા જેવી નિર્દોષ બાળાઓની હાય લેવાના પ્રાયશ્ચિતમાંથી મુકત થવા પ્રયત્ન નહીં કરે ? બેટા ! નીરૂપમા જ્યાં સુધી હીંદુ સમાજપર આવા કલંકની કાલીમાના થરો બાઝી રહ્યા છે. જ્યાં સુધી હીંદુ સમાજના બંડખોર યુવકો સમાજના પોતાનો સ્વાર્થ પોષતા સંચાલકો સામે બંડ ઉઠાવી સમાજની પુનર્રચના કરવાની હામ નહીં ભીડે ત્યાં સુધી તો તારા જેવી બાળાઓના બળીદાનો સમાજની વેદીપર અપાવાનાજ. બેટા ! બેટા ! તને જોતાંજ મારૂં હૃદય ચીરાઇ જાય છે. આમ બોલતી બોલતી નીરૂપમા પર આવી પડેલા દુઃખના ઘા તાજા થવાથી તે રડી પડી.

નીર્દોષ રમતનો આનંદ લુંટતી નીરૂપમા તથા લક્ષ્મીએ જ્યારે આ દ્રષ્ય જોયું ત્યારે તેઓ રમવાનું તજીને રડતી મેના પાસે આવી પહોંચી અને તેને ઉદ્દેશીને બોલ્યા 'તમો રડો છો શા માટે ?'

આ નીર્દોષ બાળાઓના પ્રશ્નનો શું જવાબ આપવો તે મેના માટે અશક્ય થઇ પડયું. મેના તેના મનમાંજ કંઇ ગણુગણવા લાગી થોડા સમય આવી રીતે ગણુગણાટ કર્યા પછી તે તેના મનમાંજ

બોલવા લાગી—કેવી નિરદોષતાની મુર્તિ સમાન જણાય છે ? આ નિર્દોષ બાળાઓના પ્રશ્નનો મારે શું ઉત્તર આપવો ? તેઓ હું શા માટે રડી રહી છું તે ક્યાંથી જાણી શકે ? મારા હૃદયમાં સળગતા દાવાનળને હું કેવી રીતે બુઝાવી શકું. મારા અંતરની પીડા—નીર્દોષ નીરૂપમાને જોઇ મારા મર્મસ્થળના છેદાઇ જતાં ગાત્રો વીગેરે હું આ નીર્દોષતાની પ્રતીમુરતીઓને ક્યાંથી સમજાવી શકું ? આમ બોલતાં બોલતાં તેની આખમાંથી અશ્રુનો પ્રવાહ તેની અનીચ્છા હોવા છતાં વહેવા લાગ્યો.

માતાને રડતી જોઇ નીરૂપમાની ને લક્ષ્મીની આંખોમાં પણ પાણી આવી ગયાં. બંને બાળાઓની આંખમાંથી પણ અશ્રુઓ વેગસહિત બહાર ધસી નીકળવા લાગ્યા. બંને બાળાઓ મેનાના રડવાનો અર્થ સમજી ન શકવાથી ગભરાઇ મેનાની નજદીક જતાં બોલી ઉઠી: ‘તમે શા માટે રડો છો ?’

નીરૂપમા તથા લક્ષ્મીને રડતી જોઇ મેનાનું હૃદય ચિરાઇ જવા લાગ્યું. તે નીરૂપમાને વધુ સમય રડતી ન જોઇ શકવાથી લક્ષ્મી અને નીરૂપમાને ગોદમાં લેતી બોલી: ‘બેટા ! નીરૂપમા ! શા માટે રડે છે ? રડ નહિ. રડવાથી શું લાભ છે ?’ આમ કહી તે લક્ષ્મીને ઉદ્દેશીને બોલી: લક્ષ્મી ! તું આ શું કરી રહી છે ? તું પણ શું નીરૂપમા જેવીજ ગાંડી છે કે રડે છે ? તારે તો નીરૂપમા રડતી હોય તો છાની રાખવી જોઇએ.’ આવી રીતે કહેવા છતાં પણ બંને બાળાઓ મેનાની આંખમાંથી પડતા આંસુ જોઇ રડી રહી હતી તેથી તે પાછી બોલવા લાગી: ‘રડો નહીં. ઓ કુમળી કુસુમકળીઓ રડો નહીં. તમારી આંખમાંથી અશ્રુધારાઓ વહેતી જોઇ મારૂં લોહી

બળી જાય છે. એ સંસારરૂપી વાટિકાની ખીલતી કળીઓ રડો નહીં.' આમ કહી બંને બાળાઓને આશ્વાસન આપી પોતાની ગોદમાં દબાવી તે તેના મનમાંને મનમાં કંઇક બબડવા લાગી.

આવી રીતે થોડો સમય મનમાંજ બબડયા પછી તે બોલવા લાગી જે બાળા—જે કુમળું ફુલ હજુ ઉગીને ઉભું થાય છે તેના પર આ શો કોપ ? સૌભાગ્ય કુસુમના લ્હાવા લેવા વિશ્વરૂપી વાટીકાના ખીલતા પુષ્પને અકાળે ચીમરાઇ જતું જોઇ આવા ફુલને ઉછેરનાર માળીરૂપી તેના માતાપિતાના હૃદયમાં કેવો ભયંકર અગ્નિ પ્રબળતાથી ભડભડી રહ્યો હશે, તે સમાજનું નીકંદન કાઢનારાઓ દંભી પંડીતો અને પટેલો શું જાણે ? સત્યાનાશ જજો આવા દંભી લેભાગુ સ્વાર્થપોશક પંડીતો અને પટેલોનું, રસાતાળ જજો આવી મારી કુમળી કળીને અકાળે છુંદી નાંખવાને તત્પર થયલા નરપીશાચોનું.

પ્રભો ! આવા દંભી પંડીતો અને પટેલોની પુત્રિઓની પણ મારા આ અનાથ વિશ્વની વાટીકામાં ખીલતાં નીર્દોષ પુષ્પના જેવી દશા કરજે કે જેથી તેઓ આ દાવાનલના તાપનો અનુભવ કરી **'સમાજના સડા'** ને પોષી રહ્યા છે, તે સડાને સાફ કરવાને કટીબદ્ધ બને.

નીરૂપમા ! નીરૂપમા ! તારી આવી સ્થીતિ જોતાં એવી કઇ નીષ્ઠુર હૃદયની માતા હશે કે જેના હૃદયમાં અગ્નિના ભડકા નહીં ઉઠતા હોય ? શું મારી અનુપમ લાવણ્યવતી નીરૂપમા સમાજમાં આમજ હડધુત થઇને કરમાઇ જશે ?

ઓ વિધિ તારી પણ ગહનગતી છે. બેટા ! નીરૂપમા ! તારી આવી હાલત થાય તેનું સઘળું પાપ મારાપરજ છે. મેંજ સ્વહસ્તે મારી બાળકીને સળગતી ચીતામાં હોમી દીધી છે, અને તેનું ફળ પણ હવે હુંજ ભોગવી રહી છું. આવી રીતે બોલી નીરૂપમાની માતા તેના અંતરના ઉભરા કાઢી રહી છે તેવામાં લક્ષ્મી બોલી એના માસી ! તમે શા માટે રડીને અમોને ગભરાવો છો ?

'બહેન ! હું તમોને ગભરાવવા ઇચ્છતી નથી. પરંતુ શું કરૂં ? મારાજ કરેલા કર્મના વિચારો વારંવાર યાદ આવતાં હું રડી રહી છું. મારા કરેલા કર્મના પશ્ચાતાપની અગ્નિને હું આંસુરૂપી જળથી શાંત કરી રહી છું. મેં મારા સ્વહસ્તેજ આ બધું વિપત્તીનું વાદળ મારાપર ઓઢી લીધું છે. પુત્રીને પરણાવવાનો લ્હાવો લેવા જતાં હુંજ દુઃખના દાવાનળમાં સપડાઈ ગઈ છું.' આમ કહીને ફરીથી રડવા લાગી.

માતાને રડતી બંધ રાખવાનો વચિાર કરતાં નીરૂપમા બોલીઃ 'માતા ! માતા ! તું રડે છે શાને ? તું જોતો ખરી કે હું આ વેષમાં કેવી સુંદર લાગું છું ?' નીરૂપમા આ શબ્દો નિર્દોષ ભાવે બોલી હતી. પરંતુ આ શબ્દો સાંભળતાંજ તેની માતાને અધીક દુઃખ થવા લાગ્યું કારણ કે આ કુમળું પુષ્પ તેના પર આવી પડેલી વિપત્તીનું શું જાણે ? તેને આવા વીચારો આવવા લાગ્યા.

જો હવે તે વધુ સમય રડશે તો નીરૂપમા અને લક્ષ્મી પણ રડયા કરશે આવો વિચાર આવતાં અને લક્ષ્મીને રડતી જોઇ તેનું કાળજું ફાટી જતું હોવાથી તે બોલી, બેટા ! શું કહું ? જા. તું

અને લક્ષ્મી રમો. આનંદ કરો. પરમાત્મા તમોને સદા સર્વદા આનંદમાં રાખે. અરે! હું આ શું બકી રહી છું? વધિવાના ભાગ્યમાં વળી આનંદ અને સુખ કેવું? જો તેના નશીબમાં સુખ, આનંદ એવા શબ્દોજ લખ્યા હોત તો તે વિધવાજ શા માટે થાત? ઓ પરમાત્મા તને પણ આવા ઉગતાં કુમળા ફુલની કાંઇ દયા ન આવી? આવી નિર્દોષ બાળાને—આ કુમળી કળીને વનિા ખીલે ચુંદી નાખતાં પણ કાંઇ વિચાર કે ક્ષોભ ન થયો ? આમ કહી નીરૂપમા અને લક્ષની કે જે બંને બાળાઓ મેનાની આવી હાલત જોઇ ગભરાઇને એક બાજુએ ઉભી હતી તેઓને ભયમુકત કરવાના હેતુથી તે તેના પ્રત્યે બોલી 'નીરૂપમા! તારા કપાળપર કરેલી કુમકુમની આડ ભુંસી નાંખ જોઇએ! બેટા! એ તને શોભે ?' આ શબ્દો ઉચ્ચારતાં તેનું હૃદય ચીરાઇ જતાં તેની આંખમાં આંસુ આવી જતાં તે લુછતા લુછતાં મેના બોલી! 'બેટા જો એવું સુખ તારા ભાગ્યમાં લખાયું હોત તો આ દીવસો આવત કે? તારા ભાગ્યમાં એ સુખ નથી.' આમ કહીને પાછી રડવા લાગી.

માતાને વારંવાર થોડા થોડા સમયને અંતરે રડતી જોઇ નીરૂપમા તેણી શા માટે રડતી હશે? તે સંબંધી વિચાર કરતાં મનમાંજ બોલી. આજે માતા શા માટે રડતી હશે? શું અમે કંઇ એવો ગુન્હો કર્યો હશે કે જે અમોને કહેવા જતાં હું એની લાડકી પુત્રી હોવાથી મને કંઇ ખોટું લાગશે તેમ ધારીને તો રડતી નહિં ને?

મેનાને રડતી જોઇ છેવટે નીરૂપમા અને લક્ષ્મીના હૃદયમાં ખ્યાલ આવ્યો કે 'તેઓએ કપાળમાં આડ કરવામાં કાંઇ ભૂલ કરેલી

હોવી જોઇએ અને તેથીજ તે રડતી હોવી જોઇએ.' આમ બંને સખીઓ વિચાર કરીને એકી સાથે બોલી, તમો રડો નહીં. તમોને કપાળમાં લગાવેલ કંકુથી શોક થતો હોય અને તેમ કરવામાં અમે જો કંઇ ભૂલ કરી હોય તો રડો નહીં, અમો તે અત્યારેજ ભુંસી નાખીએ છીએ.'

કેમ જાણે મેનાને આનાથીજ શોક ન થતો હોય અને તે ભુંસી નાખવાથી તેને આનંદ થશે તેવું ધારી બંને બાળાઓએ કપાળમાં લગાવેલ કંકુ ભુંસી નાખ્યું. અને તે પછી મેનાને આનંદ થયો કે નહીં તે જોવાની દરકાર કર્યા વિના બંને બાળાઓ ત્યાંથી ચાલી ગઇ.

નીરૂપમા તથા લક્ષ્મીના ચાલ્યા જવા પછી મેના નીરૂપમા સંબંધીજ વીચાર કરતાં બોલી શું આવી નિર્દોષ બાળા વિધવા થવાને યોગ્ય છે ? હું મરી હોત તો કેવું સારૂં થાત ? મારી માંદગીમાં મેં નીરૂપમાને પરણાવવાનો લ્હાવો લેવાની ઇચ્છાથી તેઓની બાળ નીરૂપમાની લગ્ન કરવાની અનિચ્છા હોવા છતાં લગ્ન કરાવ્યા. ફક્ત મારી અભિલાષાજ પોષવા માટે તેનું ફળ અત્યારે હુંજ ભોગવી રહી છું.

ઓ જગતની માતાઓ ! તમો તમારી મારા જેવી અભીલાષા પોષવા કદાપી તમારી કુમળી કળી સમાન પુત્રીઓને બાળલગ્નની વેદીનું બલીદાન ન બનાવશો. નહીંતર છેવટે તમારે પણ મારી માફક રડવું પડશે, આમ બોલતાં બોલતાં તેનો કંઠસ્વર ભરાઇ ગયો તેથી તેની આંખોમાંથી દડદડ આંસુઓ વહેવા લાગ્યાં.

થોડો સમય આ સ્થીતિમાં રહ્યા પછી તે બોલવા લાગી ! શું નીરૂપમા ! વિધવા ? આ શબ્દ સાંભળતાંજ મારા હૃદયમાં દાવાનળ સળગી ઉઠે છે. મારૂં હૃદય ચીરાઇ જાય છે. મારા અંતરમાં દાવાનળ સળગે છે. છતાં સમાજના ભયે હું મારા પતીને નીરૂપમાનું પુનર્લગ્ન કરવામાં સંમતી આપી શકતી નથી.

એ નીષ્ઠુર સમાજ ! તારામાં કેટલો સડો પેઠો છે. જો તારો આ સડો સત્વરે દુર કરવા તારા નવજુવાન પુત્રો જેની રગોમાં સમાજ સેવા અને સ્વદેશ સેવા કરવા માટે ઉત્તમ રકત વહી રહ્યું છે. જેના હૃદય સમાજના સડાઓનો નાશ કરી સમાજના ધુંધવાતા અગ્નિને ચેતનવંતો બનાવી તેની સમાજને ગૌરવાન્વીત કરવાની ધગશ છે તેઓ જો તારામાં પેસી ગયેલા સડાઓ દુર કરવા પ્રયત્ન નહીં કરે તો એક દીવસ તારા માટે એવો આવશે કે જે સમાજ ગૌરવાનવીત મુખે સર્વના તરફ જોઇ શકતી હતી તે હતી ન હતી થઇ જશે. તેના વીનાશની પળો ગણાઇ રહેશે.

એ બ્હેનો ! તમો તમારા સ્વપ્નમાં પણ મારા જેવી મૂર્ખાઇ કરવાનું સાહસ ખેડી તમારી બાળપુત્રિઓને બાળ લગ્નનું બળીદાન નહીં બનાવજો. મારા જેવી જો તમારા હૃદયમાં અભીલાષા થાય તો તેના પર વિજય મેળવવા પ્રયત્ન કરજો. પરંતુ બાળવયમાં તમારી પુત્રિઓને કદાપિ લગ્નગ્રંથીથી જોડવા પ્રયત્ન ન કરશો.

બ્હેનો ! જો સ્વપ્ને પણ મારા જેવી અભીલાષા ધરાવશો તો તમારે પણ આજે હું જે અગ્નિથી સળગી રહી છું તેમાં બળવાનો વખત આવી પહોંચશે. તમો કોઇને ઇશ્વર કદાપિ આવા સમયમાં

આવવા ન દે તે માટે તો હું તમોને વારંવાર પોકારી પોકારીને કહું છું કે ઓ વ્હેનો ! જો તમોને તમારા સંતાન પ્રત્યે જરા પણ લાગણી હોય તો તેઓને બાળલગ્નની પ્રથામાંથી બચાવવા પ્રયત્ન કરજો.

વ્હેનો ! આજે આપણા સમાજમાં જે હજારો બાળ વિધવાઓ આપણી નજરે તરે છે તે આપણા સમાજના સડા રૂપ બાળલગ્ન અને વૃદ્ધલગ્નનોજ પ્રતાપ છે. જો તે અટકાવવા પ્રયત્ન કરશો તો પછી આજે પુનર્લગ્નના જે સવાલો આપણા સમાજમાં ગંભીર રૂપ ધારણ કર્યું છે તેની હસ્તીજ નહીં રહે અને ઉપરના કુરીવાજો રૂપી સડો બંધ થતાં આપણો સમાજ પણ નીરોગી થશે. અને મારી નીરૂપમા સમાન તમારી કુમળી કળીઓને અકાળે કરમાઇ જવાનો પ્રસંગ નહીં આવતાં પ્રફુલ ચીતે ખીલવાનો સમય આવશે જેમ દરેક માતા પિતા ઇચ્છતા હોય છે.

હાય; મેંજ મારી નીર્દોષ પુત્રી પર ફક્ત મારી અભીલાષા પોશવાના કારણેજ અત્યાચાર કર્યો છે અને તેનું ફલ પણ અત્યારે હુંજ ભોગવી રહી છું. આમ બોલતાં છેવટે હાય નીરૂપમા ! આમ બોલતી તેની વહાલી પુત્રપિર આવી પડેલા દુઃખથી બળી રહેલી મેના તેના મગજપર નીરૂપમાના દુઃખનો અસહ્ય ભાર સહન ન કરી શકવાથી બેભાન થઇને નીચે પડી ગઇ.

## પ્રકરણ બીજું.

### જ્ઞાતિ સભા.

**નીરૂ**પમાને તેની ઇચ્છા વીરૂધ ફકત તેની પત્નિની અભીલાષા પોષવાને લગ્નગ્રંથીની જોડયા પછી થોડાજ સમયમાં તેને વિધવા થયેલી જોતાં સુધારક વિચારના તેના પિતા સુધાકરના હૃદયને સખત આઘાત થયો તેથી તેની સુકોમળ બાળાના પર આવી પડેલી વિપત્તીમાંથી તેને બચાવવા તેણે નીરૂપમાના પુનર્લગ્ન કરવાની રજા આપવા માટે જ્ઞાતીની સભા બોલાવેલી છે.

આ પ્રશ્નને સારી રીતે ગામમાં ચર્ચાએલો હોવાથી ગામના નવયુવાનો તથા વૃધ્ધો સર્વ કોઇ આજની જ્ઞાતીસભામાં એકત્ર થયેલા દૃષ્ટિગોચર જણાય છે. ફકત જ્ઞાતિના પટેલ હજુ સુધી આવ્યા ન હતા. સર્વ કોઈ તેના આગમનની રાહ જોઇ રહ્યું છે.

નીરૂપમાના પીતા સુધાકરના હૃદયમાંનો આનંદ આજે સમાતો નથી તે પણ આનંદીત ચીતે ગામના નવયુવાનોની સાથે આ બાબતની ચર્ચા કરતો બેઠો છે, તેવામાં એક ભીમ કાયાનો પુરૂષ ત્યાં આવી પહોંચતાંજ સર્વ કોઇ વાર્તાલાપ બંધ કરી તે આવનાર વ્યકતિ તરફ જોઇ રહ્યા.

આવનાર મનુષ્યે માણસોની મેદની વચ્ચે તેની જગ્યા લેતાં સુધાકર પ્રત્યે કહ્યું. સુધાકર જ્ઞાતિ જે કારણસર બોલાવી હોય તે જ્ઞાતિને જણાવો.

આ શબ્દોપરથી તે મનુષ્ય જ્ઞાતિનો પટેલ હોવો જોઇએ તેમ ધારી શકાય છે; અને ખરેખર તેમજ હતું. તે સુધાકરની જ્ઞાતિનો પટેલજ હતો.

જ્ઞાતિ પટેલની આજ્ઞા થતાં સુધાકર ઉભો થયો અને સર્વ જ્ઞાતિ-જનોને વંદન કરતાં તે બોલ્યો: 'જ્ઞાતિના પટેલ મહાશય તથા મારા જ્ઞાતિબંધુઓને મારી નમ્ર અરજ એ છે કે તેઓ આપણા સમાજમાં બાળલગ્ન અને વૃદ્ધલગ્નરૂપી જે સડો ઘુસી ગયો તેથી અજાણ તો નહીંજ હોય.'

આ સડાના પેસવા પછીજ આપણી જ્ઞાતિમાં દિનપ્રતિદિન યુવાન બાળાઓ વિધવા થતી આપણે નજરે જોઇએ છીએ તેથી જે સડાના દુષ્ટ પરિણામે આપણી જ્ઞાતિની અધોગતિ થઈ રહી છે તે **'સમાજનો સડો'** દુર કરવાને આબાલવૃધ્ધો કટીબદ્ધ થશે.

'ભાઇઓ ! બાળલગ્ન અને વૃદ્ધલગ્નની પ્રથા આપણા સમાજમાં પેઠા પછીજ વિધવાઓના પુનર્લગ્નનો ઠેરઠેર પ્રશ્ન ઉઠયો છે અને પુન-ર્લગ્નની જરૂરીઆતોપર વિવેચનો થઇ રહ્યા છે તેથી બાળલગ્ન અને વૃદ્ધલગ્નના સડાને આપણે જ્યાં સુધી દુર કરી શકીએ ત્યાં સુધી આપણે પુનર્લગ્નની પ્રથાને સ્વીકારી આપણી જ્ઞાતિને અધોગતિની ગર્તામાં જતી બચાવવા પ્રયત્ન કરીશું.' આમ કહી થોડો સમય ચુપ રહ્યા પછી તે ફરીથી બોલવા લાગ્યો.

'ભાઇઓ ! આ બધું વિવેચન કરવાનો મારો હેતુ એ છે કે મારી પુત્રી નીરૂપમા જે ફક્ત આઠ વર્ષની વયે લગ્ન ગ્રંથીથી જોડાયા પછી વિધવા થઇ છે કે જે તમો સર્વને વિદિત છે તેના પુનર્લગ્ન કરવાની તમો સર્વે મને રજા આપશો. તેવી મારી નમ્ર વિનંતિ છે.' આમ કહીને સુધાકર સર્વને નમન કરીને બેસી ગયો.

ગામનો યુવાન વર્ગ સુધાકરના આ વિચાર સાથે સંમત હોવાથી સુધાકરના બેસી ગયા પછી ત્યાં સભામાં બેઠેલો એક નવયુવાન તર-

તજ ઉભો થયો. અને જ્ઞાતિના પટેલને નમન કરીને બોલ્યો. 'ભાઇઓ ! જો આપણે સર્વે સુધાકરના વિચાર સાથે મળતા થઇને તેની પુત્રી જે હજુ નાદાન બાળા છે, વૈધવ્ય એ શું ચીજ છે, પતિ કે પત્નિ એ શું હશે તે જાણુતી નથી તેના પુનર્લગ્ન કરવાની રજા આપીશું તો એક કુમળા ફુલને–એક નિર્દોષ બાળાને સમાજના સડામાં બળીદાનરૂપે હોમાતી આપણે બચાવી શકીશું. એક નિર્દોષ બાળાને સમાજના સડાની વેદીમાં હોમી લેનાપર ભયંકર અત્યાચાર ગુજારવો તે આપણા માટે યોગ્ય છે ?

ભાઇ સુધાકરની વતી અહીં બેઠેલા વડીલો તથા મારા યુવાન બંધુઓને અરજ કરૂં છું કે તેઓ આવું પરમાર્થી કાર્ય કરી સમાજને અધોગતીમાં પડતી બચાવવા પ્રયત્ન કરશે' આમ કહીને તે બેસવા જતો હતો તેવામાં ત્યાં બેઠેલા નવયુવાનોએ તેને તાલીઓના ગડગડાટથી વધાવી લીધો.

તાલીઓના અવાજો બંધ થતાંજ એક ભુદેવ જેવી જણાતી વ્યક્તીત ઉભી થઇ અને સર્વને ઉદ્દેશીને બોલવા લાગી, 'અરે ! હું આ શું સાંભળી રહ્યો છું ? વિધવાના પુનર્લગ્ન ?' ત્રાહીમામ ! ત્રાહીમામ ! ઓ પરમાત્મા ! આવો શબ્દ ઉચ્ચારનાર મનુષ્યનો કેમ તું વિનાશ કરતો નથી' આમ કહી તે સભામાં બેઠેલા મનુષ્યોને ઉદ્દેશીને તે બોલ્યો શાસ્ત્રમાં વિધવાને પુનર્લગ્નની છુટજ નથી. પુનર્લગ્ન થતાં તો તમારો ધર્મ રસાતાળમાં ચાલ્યો જવાનો.

હજુ તે આગળ બોલ્યે જતો હતો તેવામાં એક બીજો માણુસ ઉભો થયો અને તેને અટકાવીને બોલવા લાગ્યો 'બાળલગ્ન અને

કહેવાય તે આ યુવાનો શું જાણે ? શાસ્ત્રમાં લગ્નની મર્યાદા નીચે પ્રમાણે છે, અષ્ઠ વર્ષા ભવેત્ ગૌરી નવ વર્ષાચ રોહીણી'.

ભુદેવના ઉપલા શબ્દો સાંભળતાંજ જ્ઞાતીના પટેલ શંભુપ્રસાદ એકાએક બોલી ઉઠયા, "ગણેશ ભટ એ સંસકરત શાસ્ત્ર તમે જાણો અમારે કંઇ જાણવાની જરૂરજ નથી તમારા શાસ્ત્રમાં શું લખ્યું છે તેજ જણાવો એટલે બસ" આખી જ્ઞાતીના પટેલ અને આગેવાન જે જ્ઞાતીમાં સંસ્કારી મનુષ્ય હોવા જોઇએ તે બોલ્યો.

શંભુપ્રસાદના ઉપલા શબ્દોથી આવો અજ્ઞાન જ્ઞાતીનો આગેવાન જ્ઞાતીનું શું હીત કરવાનો હતો તેનો સ્હેજે વાંચક વર્ગ ખ્યાલ કરી શકશે.

જ્ઞાતીના પટેલ શંભુપ્રસાદના ઉપલા ઉત્સાહ સુચક શબ્દો સાંભળતાંજ ગણેશ ભટજીના શરીરમાં પહેલાના કરતાં બમણું જોર આવતાં બોલી ઉઠયા "શાસ્ત્રમાં કહ્યુ છે કે આઠ વર્ષની વયની બાળા ગઉરી સ્વરૂપ બને છે અને નવ વર્ષની રોહીણી અને આમ કહીને આગળ બોલવા જાય છે તેવામાં સભામાં બેઠેલા નવયુવાનો માંહેનો એક યુવાન જેનાથી શાસ્ત્રી મહારાજનો આ અનર્થસુચક લવારો સહન નહીં થવાથી એકાએક ઉભો થતાં બોલ્યો.

શાસ્ત્રી મહારાજ ! શું આઠ વર્ષેજ ગઉરી અને નવ વર્ષેજ રોહીણી થાય છે ? શું આઠ ક્ષણમાં ગઉરી અને નવ ક્ષણમાં રોહીણી ન બને ? મહારાજ ! શાસ્ત્રમાં શું કહ્યું છે તે તમો જાણો છો ? સોળ વર્ષની પુખ્ત ઉમરની બાળા થયા સીવાય લગ્નો ન કરવા તેમ જે શાસ્ત્રમાં લખી ગયા છે તે શું અસત્ય છે ?

ગણેશ ભટજી ! તમારા જેવાજ લેભાગુ સ્વાર્થપોષક મહારાજોએ સમાજનું સત્યાનાશ કાઢી નાખ્યું છે, તમારા જેવાજ લેભાગુઓએ તેમનો સ્વાર્થ પોષવાને શાસ્ત્રમાં કેમ નહી ઘુસાવ્યું હોય ? મહારાજ ! શા માટે તમારા પાપી પેટના માટે સમાજને અધોગતીની ગર્તામાં નાખો છો ? અને ધારો કે કદાચ તે કાળે સમય અને કાળને અનુસરીને તમો કહો છો તે પ્રમાણે લગ્ન થતાં હોય તોપણ શું આ કાળને તે સુત્ર લાગુ પડે છે ?

જ્યાં ભારતવર્ષમાં તમારા સૂત્ર અનુસાર લગ્ન થવાથી કરોડો બાળ વિધવાઓ તમારા તે સૂત્રને હજારો શ્રાપ આપી રહી છે, ત્યાં હજુ તમો તે સૂત્રનો પ્રચાર કરવાનો પ્રયત્ન કરો છો તે શું બતાવી આપે છે ? મહારાજ ! આમ કરવાથી આપણા સમાજનું સત્યાનાશ નીકળી જશે. માટે બાળલગ્ન અને વૃદ્ધલગ્ન અટકાવવાના પ્રયત્નો કરી નિર્દોષ કુમળી કળીઓને બાળલગ્ન અને વૃદ્ધલગ્નની વેદીમાં બળીદાન રૂપે હોમાતી બચાવી તેના આશીર્વાદ મેળવવા પ્રયત્ન કરશો તો તમારૂં કલ્યાણ થશે. દયાનિધી દેવ તમારાપર પ્રસન્ન થશે.

"જ્ઞાતિના પ્રમુખ મહાશય ! તમો પણ નીરૂપમા જેવી બાળાને વૈધવ્યની દિક્ષા સહેવાનું દબાણ નહીં કરતાં નીરૂપમા જેવી નિર્દોષ બાળાઓને જ્યાં સુધી બાળલગ્ન અને વૃદ્ધલગ્નરૂપી સડો દુર ન કરી શકો ત્યાં સુધી પુનર્લગ્ન ન કરવાની છુટ આપીને તેઓને અપનાવવા પ્રયત્ન કરશો તેવી આશા રાખું છું." આમ કહીને તે યુવાન બેસી ગયો.

યુવાનના આ સચોટ અને માર્મિક ભાષણથી દરેક નવયુવાન અને વૃધ્ધોના હૃદયો હચમચી ઉઠયા. સભામાંના દરેકની નીરૂપમા તરફ સહાનુભૂતિ ઢળવા લાગી.

તેવામાં એક વૃદ્ધ મનુષ્ય ઉભો થઇને શંભુપ્રસાદને સંબોધી બોલવા લાગ્યો: 'શંભુપ્રસાદભાઈ! હવે તો ખરેખર કળીયુગ આવી પહોંચ્યો હોય તેમ જણાય છે, નહીંતર આપણી ઉત્તમ કોમમાં આવા મલેચ્છ જેવા વિચારોજ ઉદ્દભવે? હળાહળ કળીયુગની આ નીશાની જણાય છે. વિશેષ આપણેજ આપણા હાથે કરીને આપણા પગપર પાણો માર્યો છે. શાસ્ત્રનું જ્ઞાન નહીં આપતાં આપણા નવયુવકોને અંગ્રેજી ભાષા શીખડાવવામાં શું આપણે દોષ નથી કર્યો? અંગ્રેજી ભાષા શીખડાવવાથીજ આપણા નવયુવાનોમાં આવા અસંસ્કારી વિચારો પેસી ગયા છે, ખરે કળીકાળ આવી પહોંચ્યો છે.

આ વિરૂદ્ધના આવા વચનો સાંભળતાંજ જ્ઞાતિના પટેલ શંભુ-પ્રસાદ જેના વિચારો અસ્થીર હતા તેમના હૃદયમાં ભયંકર યુદ્ધ મચી રહ્યું. તેથી તેઓ ગણેશ ભટજીને ઉદ્દેશીને બોલ્યા. "ભટજી! અહીંઆ આપણે કયારે લગ્ન કરવા તે બાબતનો વિચાર પણ કરવાનો નથી અહીંઆ તો આ સુધાકરની પુત્રી નીરૂપમા જે આઠ વર્ષની બાળ વયે વિધવા બની છે તેને પુનર્લગ્ન કરવાની છુટ આપવી કે નહીં તેજ સવાલ હોવાથી જો શાસ્ત્રમાં આ વીષે કાંઇ કાંઇ લખ્યું હોય તો જણાવો."

શંભુપ્રસાદના આ શબ્દો સાંભળતાંજ ત્યાં બેઠેલા મનુષ્યોમાં અજબ વાતાવરણ ઉત્પન્ન થયું. દરેક જણ પોત પોતાના વિચાર

પ્રમાણે આ બીનાનો ફેંસલો થાય તે વીશે તર્ક વિતર્ક ચલાવવા લાગ્યા, સુધાકરના હૃદયમાં પણ શંભુપ્રસાદના આ શબ્દોથી કદાચ નીરૂપમાને પુનર્લગ્ન કરવાની રજા મળવા બાબત આશાનો સંચાર થયો. ત્યાં બેઠેલો યુવક વર્ગ તો પહેલેથીજ નીરૂપમાના પુનર્લગ્નની તરફેણમાં હતો તેથી તેઓ પણ શંભુપ્રસાદના આ શબ્દોથી આનંદીત બની પરમાત્માએ શંભુપ્રસાદને સદ્બુદ્ધિ આપી તે માટે તેનો આભાર માનવા લાગ્યો.

આવી રીતે સર્વ કોઇ પોત પોતાને અનુકુળ વિચારો કરવામાં મશગુલ જણાતાં હતા. તેવામાં ગણેશભટજી ઉભા થયા ને શંભુપ્રસાદને ઉદ્દેશીને બોલવા લાગ્યા. "શંભુપ્રસાદ ભાઇ ! શાસ્ત્રમાં પુનર્લગ્ન કરવાની છુટ આપવાનું એક પણ પ્રમાણ નથી. હીંદુ સ્ત્રી એક વખત લગ્ન થયા પછી તે બે વરસની હોય આઠ વરસની હોય કે સોળ વરસની હોય તો પણ પાણી ગ્રહણ સંસ્કાર થયા પછી બીજે કે ત્રીજે દીવસે અથવા વરસો પછી તેનો પતિ ગુજરી જાય છે તો પણ પુનર્લગ્ન કરી શકેજ નહીં.

શાસ્ત્રીજીના આ શબ્દો સાંભળતાંજ ત્યાં બેઠેલા સઘળા વયોવૃધ્ધો એકી સાથે બોલી ઉઠયા. "ભટજી બરાબર કહે છે. તેમનું કહેવું સત્ય છે. તેઓ શાસ્ત્રાનુસારજ આપણને જણાવી રહ્યા છે કે આપણા શાસ્ત્રમાં પુનર્લગ્નનું તે વળી નામ હોય ? આપણે ઉત્તમ વર્ણના માણસો જ્યારે પુનર્લગ્ન કરીશું ત્યારે બીજાઓ શું નહીં કરે ?

શંભુપ્રસાદ ભાઇ ! તમો સુધાકરને જણાવી દયો કે તમારી નીરૂપમા તેની બાલ્યાવસ્થામાં વીધવા થવાથી અમોને પણ પારાવાર ખેદ થાય છે તેનાપર આવી પડેલાં દુઃખમાં અમો પણ ભાગ લેવાને

આતુર છીએ પરંતુ જ્યારે આપણા સમાજમાંજ પુનર્લગ્ન કરવાની પ્રથા ન હોય. ધર્મશાસ્ત્રમાં તેમ કરવાની છુટ ન હોવાથી જો કે તમારી નીરૂપમાને અમો અમારી પુત્રી તુલ્યજ ગણીએ છીએ છતાં પણ જ્ઞાતી અને ધર્મ વિરૂદ્ધ કોઇ કામ કરવાની અમો છુટ આપી નહીં શકવાથી ઘણાજ દીલગીર છીએ.

આ શબ્દો સાંભળતાંજ નીરૂપમાનો પીતા સુધાકર નાહીંમત બની ગયો. નીરૂપમાના પુનર્લગ્ન કરવાની હવે કદાપી રજા નહીં મળે તેમ સમજી ગયા છતાંએ આગળ શું બને છે તે જોતો અને નવનવા વિચારના વમળમાં ગોથાં ખાતો તે બેસી રહ્યો.

આવી રીતે થોડો સમય વ્યતીત થયો હશે તેવામાં એક નવજુવાન ઉભો થયો અને ભટજી પ્રત્યે બોલ્યો ! ભટજી ! તમારા જેવા ભટજીઓજ સમાજનું સત્યાનાશ વાળે છે. જો તમારા જેવા લેભાગુ સમાજનું સત્યાનાશ વાળનારા પંડીતો આ ભારત ભૂમીમાં ન પાકયા હોત તો હીંદુ સમાજ અત્યારે જે સામાજીક સડાથી ગુંગળાઇ રહ્યો છે, જે હીંદુ સમાજના મૃત્યુના અત્યારે ઘંટ વાગી રહ્યા છે તે સમાજના અત્યારના કરતાં ઘણી સારી સ્થિતી ભોગવી રહ્યો હોત.

મહારાજ શા માટે તમારો સ્વાર્થ પોષવા સમાજનું સત્યાનાશ વાળી રહ્યા છો ? તમારા જેવાઓજ અમારૂં સત્યાનાશ વાળી રહ્યા છે. તમે પંડીતોજ સમાજના ભારરૂપ છો. તમારા સ્વાર્થમાં જે ચીજ વીઘ્નકર્તા હોય તેને તમો શાસ્ત્ર વિરૂદ્ધ જણાવી ધુણારો બોલાવી અજ્ઞાન સમાજને ખોટે રસ્તે દોરવવા પ્રયત્ન કરો છો અને જે વસ્તુ તમારા ફાયદાની હોય તેનો ઉલ્લેખ શાસ્ત્રમાં હોય કે ન

હોય છતાંયે તમો તમારા લાભ માટે તે શાસ્ત્રની સંમતીવાળું છે તેમ જણાવી તમારો સ્વાર્થ પોષવા પ્રયત્ન કરો છો.

મહારાજ ! શાસ્ત્રીય વસ્તુ અશાસ્ત્રીય બનાવવી અને અશાસ્ત્રીય શાસ્ત્રીય બનાવવી તેજ તમારો આજ કાલના પંડીતોનો ઇજારો હોય તેમ જણાય છે.

તમો પંડીતોજ અત્યારે તો સમાજના પાપ રૂપ છો. તમારા જેવા અવીદ્વાન પંડીતોનો લોપ થશે ત્યારે સમાજનું કલ્યાણ થવા સંભવ છે. આવી રીતે ગણેશભટ અને અન્ય પંડીતોને ઉદ્દેશીને કટુ શબ્દો બોલતા આ નવયુવાનને વધુ બોલતો અટકાવવા સભામાં બેઠેલા બે ચાર વૃદ્ધ અને પટેલ શંભુપ્રસાદ એકી સાથે બોલ્યા.

'નવયુવક' ! શા માટે બીજી માથાકુટ કરે છે ! શાસ્ત્રની વાતોમાં તારા જેવો ઉછાંછળો યુવાન શું જાણે ? ભટજીએ યોગ્યજ કહ્યું છે તું શાસ્ત્રમાં કાંઇ જાણતો હોય તો શાસ્ત્રના પ્રમાણો બતાવી મહા-રાજ સાથે દલીલ કર. તેમાં જો તારો વિજય થશે તો અમો નીરૂપમાના પુનર્લગ્નની છુટ આપવા ઉપરાંત આ પંડીતો જુઠ્ઠા છે તેમ સમજીને તેમની વાતપર વિશ્વાસ નહીં મુકીએ.

શંભુપ્રસાદ વીગેરેના આ શબ્દો સાંભળી સભામાં બેઠેલા બેચાર પંડીતો નીચે પ્રમાણે બોલ્યા તમારૂં કહેવું સત્ય છે. જો તે શાસ્ત્ર વિષે જાણે છે તો પછી શાસ્ત્રાર્થ શા માટે નથી કરતો તે શાસ્ત્રાર્થ કરવાને તૈયાર નથી તેજ શું બતાવી આપે છે ? આમ કહીને સર્વ તે નવયુવાન પ્રત્યે ખડખડાટ હસી પડયા.

પંડીતોના ખડખડાટ હસવાથી તે નવયુવાનને સમાજને કોરી ખાનારા આ કીડાઓ તરફ ઘૃણા ઉત્પન્ન થઇ. તેના ક્રોધનો પાર ન

રહયો છતાં તેના ક્રોધને દબાવી તે બોલ્યો, હું કોઇ પણ પંડીત સાથે નીરૂપમાના પુનર્લગ્ન કરવાની આજ્ઞા આપવી તે શાસ્ત્રની વિરૂદ્ધ છે કે તરફેણમાં છે તે વીશે શાસ્ત્રાર્થ કરવાને તૈયાર છું. આમ કહી તેણે જમીનપર કપડામાં વીંટાળેલું એક પુસ્તક ઉપાડયું અને કપડાંને દુર કરી તે ઉઘાડીને તે સર્વને સંબોધીને મોટા સ્વરે બોલ્યો.

ભાઇઓ ! તમો સર્વ કબુલ કરશો કે હમણાંજ જે પંડીત મહારાજ 'અષ્ઠ વર્ષા ભવેત્ ગૌરી' એ સુત્ર શાસ્ત્ર સંમત છે તેમ કહી ગયા છે તેમને તમારા સર્વની સંમતીથી હું નીચેનો 'સાચેદક્ષતયોની સ્યાદગત પ્રત્યાગતા પીવા પોનર્ભવેન ભર્ત્રાસા પુનઃ સંસ્કાર મહરતી' તે શાસ્ત્રસંમત છે કે નહીં તે પુછું છું અને અહીં બેઠેલા પંડીત-જીઓ જવાબ આપશે તેવી આશા રાખું છું.

'પરંતુ તમો જે સંસ્કૃત બોલ્યા તે અમો કાંઇ સમજ્યા નહીં માટે ગુજરાતીમાં જણાવો' સભામાંથી અવાજ આવ્યો.

'આપે ઠીક પુછ્યું હું તો અર્થ સમજાવવાનો હતોજ તેવામાં તમો મને યાદ આપી મારાપર ઉપકાર કર્યો છે.' આમ કહી તે ઉપરના શ્લોકનો અર્થ સમજાવતાં બોલ્યો.

ભાઇઓ ! એનો અર્થ એ છે કે જે સ્ત્રી તથા પુરૂષનો પાણી-ગ્રહણ સંસ્કાર થયો હોય પરંતુ સંયોગ ન થયો હોય તેવા સ્ત્રી પુરૂષોના પુનર્લગ્ન થવા જોઇએ. ભાઇઓ ! આ શાસ્ત્રનુંજ વાક્ય છે હવે તમે પુંડિતોને આ વિષે પુછશો તેવી મારી અરજ છે.

'ગણેશ ભટજી' કહો આ શાસ્ત્રનું વાક્ય છે કે નહીં ?' જ્ઞાતિ પટેલે પ્રશ્ન કર્યો.

'આવા વાક્યો શાસ્ત્રમાં હોય કે ? તમો તો સમજુ છો જરા વિચાર તો કરો.' પંડિતજી બોલી ઉઠયા.

'કેમ, આ શાસ્ત્ર સંમત નથી એમજને ? ત્યારે તો એમજ કહી દયો કે મનુસ્મૃતિ પણ તદન બનાવટી અને ખોટી છે.' તે યુવક બોલ્યો.

'મનુસ્મૃતી ખોટી હોયજ નહીં !' ત્યાં બેઠેલા બીજા વૃધ્ધો બોલ્યા.

જો કે આ મનુસ્મૃતીનો શ્લોક છે અને તે તમોને હું સ્મૃતીમાં બતાવી શકું છું તમો સર્વ જ્યારે મનુસ્મૃતીને માન્ય રાખો છો ત્યારે તેમાં જણાવેલી બધી બીનાઓનું પાલન શા માટે નથી કરતા ? મનુ તો ચાર વર્ણનેજ માને છે તો પછી આટલી બધી જાતી અને ઉપજાતી શા માટે ?

આ ઉપરથી હું પટેલ મહાશયને અરજ કરૂં છું કે આમાં તો નીરૂપમા હજુ બાલિકા છે માટે તેના પુનર્લગ્નની રજા તો શાસ્ત્ર સંમત છે તેમાં કોઇ વાંધો લઇ શકે તેમ નથી છતાં પણ તમો જ્યાં સુધી બાળલગ્ન અને વૃદ્ધલગ્ન થતાં નહિ અટકાવો ત્યાં સુધી તમારે દરેકને પુનર્લગ્નની છુટ આપવીજ પડશે.

આ નવયુવાનની આવી સુંદર દલીલથી સર્વના હૃદયમાં નીરૂપમાના પુનર્લગ્નની સંમતિ આપવા તરફ ઢળાયા. પટેલ શંભુપ્રસાદ તેમાં સંમત છે તેમ કહેવા જતા હતા તેવામાં નીરૂપમાનો સસરો ત્યાં આવી પહોંચ્યો અને શંભુપ્રસાદની પાસે જઇ તેના કાનમાં કહ્યું.

ફક્ત આ બીનાથી ત્યાંના વાતાવરણમાં એકાએક પરીવર્તન થઇ ગયું. જ્યાં નીરૂપમા તરફ સહાનુભૂતિનું વાતાવરણ ઉત્પન્ન થયલું જણાતું હતું ત્યાં કોણ ધારી શકે કે તેની વિરૂદ્ધનું વાતાવરણ ઉત્પન્ન થશે. નીરૂપમાના ભાગ્યમાં કોઇ વિધીએ જુદાજ લેખો લખ્યા હોવાથી તેના સસરાએ જે પટેલના કાનમાં કહ્યું તેથી ત્યાંના વાતાવરણમાં અજબ પરીવર્તન થઇ ગયું.

નીરૂપમાના સસરાની સાથેના ગુપ્ત વાર્તાલાપ પછી શંભુપ્રસાદ ઉચ્ચ સ્વરે સર્વને ઉદ્દેશીને બોલ્યા જો કે નીરૂપમાને પુનર્લગ્ન કરવાની છુટ આપવા માટે કેટલાક નવયુવાનોએ શાસ્ત્રના શ્લોકો ટાંકી બતાવ્યા છે. પરંતુ આપણા સમાજમાં પુનર્લગ્ન કરવાનો રિવાજ પ્રચલિત નહિ હોવાથી ઘણાજ વિચાર પછી હું એવા નિર્ણયપર આવું છું કે જો જ્ઞાતિની વ્યવસ્થાને મારે સુરક્ષિત રાખવી હોય તો હું કોઇપણ ઉપાયે નીરૂપમાના પુનર્લગ્નમાં સંમતિ આપી શકું નહિ, આમ કહીને શંભુપ્રસાદ નીરૂપમાના સસરા સાથે ત્યાંથી રવાના થઇ ગયો.

---

# પ્રકરણ ૩ જું.

## માતા પીતાનું મૃત્યુ.

**નીરૂપમાના** પુનર્લગ્ન કરવા સંબંધી નીરાશાજનક ઉત્તર મળ્યા પછી નીરૂપમા સંબંધીના વીચારોને લીધે સુધાકરનું ચીત વ્યાકુળ રહ્યા કરતું હતું. નીરૂપમા સંબંધીનાં વીચારો નીરંતર તેના હૃદયમાં ઘોળાયા કરતા હતા. ગરીબ ગાય જેવી નીર્દોષ નીરૂપમાનું સમાજની રાક્ષસી રૂઢીમાં બળીદાન દેવાનું જોઇ તેનું હૃદય બળી રહ્યું હતું. તે વારંવાર રૂઢીપુજક હીંદુ સમાજને હજારો શ્રાપ વરસાવી પરમાત્માને આવી કંગાલ અજ્ઞાન ગાડરીયા પ્રવાહ માફક કાંઇપણ સારા નરસાનો ભેદ સમજયા વીના ફકત બાપના કુવામાં ડુબી મરૂં એવી રૂઢી પુજક રાક્ષસના કૃત્યો કરતાં હીંદુ સમાજને રસાતાળ મોકલવાની પ્રાર્થના કર્યાં કરતો હતો.

નીરૂપમા સંબંધી વીચારો કરતાં કરતાં સુધાકરના ચીતને વ્યાધી-રૂપી મનોદશાએ કોરી ખાધું તેનું મગજ તેના કાબુમાં રહેવા ન લાગ્યું. કેટલીક વખત તે પોતે શું કરે છે તે પણ જાણી શકતો ન હતો તેવી તેની નીરૂપમા સંબંધી વીચારના વમળમાં સ્થીતી બની ગઇ હતી.

નીરૂપમાને સુખી કરવાના તેના પ્રયાસો નીષ્ફળ જતાં સુધાકરનું શરીર દીવસે દીવસે નંખાતું ગયું. તેના શરીરના સર્વ ગાત્રો હાડપીંજરની માફક દેખાવા લાગ્યા. ચીંતારૂપી વ્યાધીએ તેને કોરી ખાધો હતો તેમ જો કહેવામાં આવે તો તેમાં જરા પણ અતીશયોકતી ન હતી.

આવી સ્થીતીમાં સુધાકર એક દીવસે તેના ઘરના ઓટલા ઉપર બેઠો બેઠો દાતણ કરી રહ્યો હતો તેવામાં સામેથી નીરૂપમાને તેની સહીયરો સાથે પાણીની હેલ સાથે આવતી જોતાં તેના મ્હોંપર ખીલી રહેલા નીર્દોષ હાસ્યને નીરખતાં તેનું હૃદય હચમચી ઉઠયું. તેના અંતરાત્મામાં ભયંકર કોલાહલ જાગી ઉઠયો.

નીરૂપમાની આવી નિર્દોષ હાસ્યયુકત પ્રતીમા જોતાં તેનાં હૃદયમાં ચીરા પડવા લાગ્યા તે તેના હૃદયમાં બોલી ઉઠયો 'શું રૂઢીપુજક હીંદુ સમાજ આવી નિર્દોષતાની મૂતીઓને ભકતરૂપીનું હથીઆર બનાવી કમોતે મારવા ઇચ્છે છે? ઓ હિંદુ સમાજ! તેં તારી આ રૂઢીભક્ષક નીતીમાં મારી નીરૂપમા જેવી કેટલીક એ નિર્દોષ બાળાઓનું બલીદાન લીધું હશે. તારી આ અધોગતી આવી છે. તારા પર દીવસે દીવસે અપમાનનો વરસાદ વરસે છે તે આ નીર્દોષ બાળાઓના શ્રાપનુંજ પરીણામ હોવું જોઇએ.

ચેત! ચેત! ઓ કુંભકરણની નીંદ્રામાં ઘોરી રહેલા રૂઢીપોશક, રૂઢીપુજક રૂઢીના ગુલામ બની ગયેલા હીંદુ સમાજ સત્વરે જાગ્રત બની તારૂં નામ નીશાન પણ ન રહે તેવું કરવાના પ્રયત્નો કરી રહેલા તારા દુશમનોને રૂઢીના ગુલામી બંધનો છેદી વેદોકત રીતીએ પ્રગતી કરી જગતને બતાવી આપ કે તેઓ હીંદુ સમાજની હસ્તી નાબુદ કરવાના ગમે તેટલા પ્રયત્નો કરે તેઓ હીંદુ સમાજને છીન્ન-ભીન્ન કરી તેના બાળકોને તેનાથી વીખુટા પાડવાની ગમે તેટલી માયાવી જાળ પાથરે છતાં પણ પ્રાતઃસ્મરણીય ભગવાન રામચંદ્ર, પુર્ણ પુરૂષોતમ કૃષ્ણચંદ્ર, ધનુષ્યધારી અરજુન, ભીમ અને પરશુરામ જે જાતીમાં ઉત્પન્ન થઇ તેઓના અગાધ બળથી તેઓની અપાર

પ્રેરણા શક્તિથી, તેઓના અપુર્વ સ્વાર્થ ત્યાગ અને સ્વદેશ આત્મ બલીદાન આપવાના કાર્યો કરી જે દેશના જે જાતીના અને જે સંસ્કૃતીના પાયા મજબુત નાંખી ગયા છે તે સમાજ પર તમે ગમે તેટલા આઘાત કરશો છતાંયે તેનો પુર્વવત ચૈતન્યવંતોજ રહેવાનો છે ! આવી રીતે વીચાર કરતો કરતો સુધાકર નીરૂપમાંના નીર્દોષ પ્રફુલ્લીત ચહેરાનું નીરીક્ષણ કરી રહ્યો હતો.

આવી રીતે થોડો સમય વ્યતીત થયા પછી નીરૂપમા સંબંધી વિચાર આવતાં પાછો તે બોલી ઉઠ્યો ત્યારે શું નીર્દોષ નીરૂપમાના ભાગ્યમાં વૈધવ્યની ગહનગતીમાં ગબડયા સીવાય બીજું કાંઈ નિર્માણજ નથી ? શું નીરૂપમાને સુખી કરવાનો હીંદુ સમાજમાં બીજો કોઇ માર્ગ નથી ? આમ બોલતાં તેજ વીચારમગ્ન બની ગયો.

છે. છે. હીંદુ સમાજની વૈધવ્યના યજ્ઞમાં બળીદાન રૂપે હોમાતી કુમળી કળીઓને બચાવવાનો ઉપાય સમાજના પુરૂષોએ સમસ્ત પૃથ્વીપર પોતાની વીજય ફરકાવી હોય, જે સમાજના માનવીઓ સમસ્ત જગતને તેમના પૂર્વજોના અમૂલો વારસો સોંપ્યો હોય હોય તે સમાજને કલંક લગાડનારી આવી પૃથાને તે સમાજમાં સ્થાન હોય કે ? નહિ આવી પૃથાઓ તો પોતાનો સ્વાર્થ પોષવાને કોઇ સ્વાર્થીએ પોતાના બળે સમાજમાં ઘુસાડી હોય તેમ લાગે છે. આવી કલંકીત પૃથાઓનો નાશ કરવા પ્રયત્ન કરવો જોઇએ.

બેટા ! નીરૂપમા ! હું તને વૈધવ્યના બંધનમાં બાંધવા ઇચ્છતો નથી, મારા ભોગે હું તને આ રૂઢીપૂજકોની રૂઢીમાંથી ઉગારી લેવા ઇચ્છું છું. હિન્દુ સમાજને કલંકરૂપ લાગતી આ રૂઢીને તોડવા હુ મારા ઘરેથીજ પ્રયત્ન કરીશ. આનું શું પરિણામ આવશે તે હું

જાણું છું. તે મારા ખ્યાલમાં છે. રૂઢીપૂજકો સમાજના કીડાઓ મારાપર શું કરશે. મારાપર કેવા સંસ્કારોના પાઠો ભજવશે તે પણ હું જાણું છું. રૂઢીપૂજક સમાજના કીડાઓથી બીજું શું થવાનું હતું? વધારેમાં વધારે તેઓ મને સમાજચ્યુત કરશે તે ઉપરાંત તેઓ શું કરી શકવાના હતા? આ બધું તો હું મારી વ્હાલી પુત્રી નીરૂપમાને સુખી કરવા શહેવાને તૈયાર છું. આમ બોલતાં બોલતાં સમાજના રૂઢીપૂજક કીડાઓ તરફ તે તીરસ્કારનો અગ્નિ વર્ષાવ્યે જતો હતો. એવામાં તેના મગજમાં એકાએક લોહી ચડી આવવાથી તે ત્યાં બેશુદ્ધ થઇને પડી ગયો.

સુધાકરના બેશુદ્ધ વદને પડવાનો અવાજ સાંભળતાંજ આજુબાજુના માણસો ત્યાં આવી પહોચ્યા. નીરૂપમાની માતા મેના પણ આ અવાજ સાંભળતાંજ ઘરમાંથી બહાર આવી, અને સુધાકરને બેભાન અવસ્થામાં પડેલો જોઇ રડવા લાગી.

ત્યાં ભેગા થએલાં કેટલાક માણસો મેનાને ધીરજ ધરવાનું કહી સુધાકરને તેના ઘરની અંદર લઇ ગયા. પછી શુદ્ધીમાં લાવવાના ઉપચારો કરવા લાગ્યા. નીરૂપમા પણ તેના પિતાની આવી સ્થિતિ જોઇને બ્હાવરી બની ગઇ હતી. તે ઘડીકમાં તેના બેશુદ્ધ પિતાની પથારી તરફ અને ઘડીકમાં તેની માતા તરપ જોઇ રડયા કરતી હતી,

નીરૂપમાને વધુ સમય રડતી ન જોઇ શકવાથી મેના તેને ગોદમાં લઇને આશ્વાસન આપવા લાગી, આવી રીતે મેના નીરૂપમાને શાંતવન આપી રહી હતી તેવામાં સુધાકર સુધીમાં આવતાં ' નીરૂપમા ! બેટા ! તું કયાં છે ?' આમ બોલી ઉઠયો.

પીતાના આ શબ્દો સાંભળતાંજ માતાની ગોદનો ત્યાગ કરીને નીરૂપમા તેના પીતાની પાસે જઇ પહોંચી. નીરૂપમાની આંખમાં અશ્રુઓ જોતાં સુધાકરનું હૃદય ધવાઇ ગયું. તે રૂંધાતા સ્વરે નીરૂપમાની પીઠ પર હાથ ફેરવતાં બોલ્યો, 'બેટા! રડે છે શા માટે? જ્યાં સુધી તારો પીતા જીવંત છે ત્યાં સુધી હું તને રૂઢીપુજક હીંદુ સમાજની વેદીમાં બળીદાન રૂપે કદાપી હોમાવા દેવાનો નથી. બેટા! શાંત થા.' આટલું કહ્યા પછી તેને સુદ્ધીમાં લાવવાના જેઓએ પ્રયત્ન કર્યા પછી તેમની ક્ષમા યાચ્યા બાદ તેઓને જવાનું કહી તે નીરૂપમા પ્રત્યે બોલ્યો 'બેટા નીરૂપમા! કેમ બેઠી છે? શું તું પણ આખી રાતનો ઉજાગરો કરવા ઇચ્છે છે? બેટા! હવે મને સારૂં છે. મારો ઉચાટ ન કર. પરમાત્મા તારૂં કલ્યાણ કરો.'

પીતાના આ શબ્દો સાંભળી નીરૂપમા તેની માતા પાસે જઇ બેઠી. માતાએ પણ તેને તેવોજ ઉપદેશ આપતાં નીરૂપમા તેની માતા પાસેજ એક સાદડીપર સુતી અને થોડા સમયમાં નીંદ્રાદેવીને આધીન થઇ ગઇ.

મેના તેના બીમાર પતીના બીછાના પાસે બેઠી તેની સુશ્રુષા કરી રહી હતી. સુધાકર વીચારનીંદ્રામાં પડયો હતો તેવામાં એકાએક વીચારનિંદ્રામાંથી જાગ્રત થતાં સુધાકર મેના પ્રત્યે બોલ્યો મેના! શું નીરૂપમા જેવી નિર્દોષ કુમળી કળીઓ વૈધવ્યને યોગ્ય છે? શું રૂઢીની જાળમાં ફસેલી હીંદુ જાતીનો ઉદ્ધાર કરવાનો સમય નથી આવી પહોંચ્યો?

નાથ! તમારી આવી સ્થિતીમાં પણ શું તે વિચારોને તીલાંજલી નહીં આપો? શરીર સ્વસ્થ થયા પછી હીંદુ જાતીના ઉદ્ધાર યજ્ઞમાં

આપને યોગ્ય લાગતો ફાળો આપજો. હાલમાં તો તમારા અને મારા શ્રેય માટે તમો આરામ લ્યો તેજ જરૂરી છે! મેનાએ કહ્યું.

આરામ! મેના! તું શું કહી રહી છે? શું તું મને આરામ લેવાની સલાહ આપી રહી છે? મેના! મારો આરામ અને શાંતી અંને નીરૂપમાને બાળલગ્નની રાક્ષસી રૂઢી રૂપી ભઠીમાં હોમ્યા પછી ચાલ્યા ગયા છે. મારા આરામ અને શાંતીના સ્થળે મારા હૃદયમાં ભયંકર દાવાનળે સ્થાન લીધું છે. નીરૂપમાને જ્યારે હું સુખી જોઈશ ત્યારેજ મારા આત્માને શાંતિ થશે. આમ બોલતાં બોલતાં તેની આંખમાંથી અશ્રુઓ સરી પડયાં.

નાથ! આ શું? જેવા વિધિના લેખ. તેના લેખ કોઇ મીથ્યા કરી શકયું છે? જેવી પરમાત્માની ઇચ્છા. તેની ઇચ્છાને અવલંબીને સમસ્ત સંસાર ચાલ્યો જાય છે તે સચીદાનંદ પરમાત્માની ઇચ્છાને અવલંબી દરેક મનુષ્યને તેના પ્રારબ્ધને આધિન થવું પડે છે. તેમ આપણે કોણુ માત્ર? જેવી હરિ ઇચ્છા.

શું કહ્યું? હરિ ઇચ્છા એજ ને? મેના! જેના માબાપો તેમના સંતાનોને બાળલગ્નની ભઠ્ઠીમાં ઇચ્છાપુર્વક હોમી દેતા હો ત્યાં પરમાત્મા શું કરવાનો હતો?

નાથ! તમો આ શું બોલો છો? પરમાત્માની ઇચ્છા વિન પાંદડું પણ શું ચાલી શકવાને શક્તિવાન છે?

"આ હું કરૂં આ હું કરૂં એ માનવી મીથ્યા બકે,
કીરતારની મરજી વીના ના પાન પણ હાલી શકે."

આ સુત્ર જે તમોએ મને શીખાવ્યું હતું તે શું તમોજ ભુલી ગયા ?

'મેના ! એ બધું મારા લક્ષમાં છે પરંતુ અત્યારે તો ફકત મારા હૃદયમાં નીરૂપમાનું કલ્યાણ કરવાનીજ ઝંખના રમી રહી છે. અત્યારે ફકત આ સીવાયના વીચારોને મેં મારા હૃદય મંદીરમાંથી તીલાંજલી આપી દીધી છે. સમાજના સામે ભયંકર બંડ ઉઠાવી ખોટી રૂઢીઓના બંધાયેલ હિંદુ સમાજની કુરૂઢીઓને છીનવી છીન્ન કરી નાખી ઉન્નતીના માર્ગે ધપાવવા પ્રયત્ન કરવો તેજ મારા જીવનનો ઉદેશ છે' આમ હજુ તે વધુ બોલી રહ્યો હતો તેવામાં તેના હૃદયમાં કાંઇક કષ્ટ થવા લાગ્યું તેથી તે મેના પ્રત્યે બોલ્યો.

'મેના ! આ જગતમાં હવે હું વધુ સમય ટકનાર નથી તેમ મને જણાઇ આવે છે, આ દુઃખી સંસારમાં હું તમોને છોડીને પરમ કૃપાળુ પરમાત્માના દરબાર તરફ પ્રયાણ કરી જવાનો છું.'

"નાથ ! આવા શબ્દો બોલી શા માટે મારા હૃદયને સંતાપીત કરી રહ્યા છો ? પરમાત્મા તમારા પહેલાં મને મૃત્યુ આપે તેવી મારી તેના પ્રત્યે યાચના છે. સંસારમાં પતિ એજ સ્ત્રીનો પરમેશ્વર છે. મારા તમેજ દેવ છો. તમારૂં પુજન કરવું, તમારી સેવા કરવી તેજ મારો ધર્મ છે. પરમાત્મા તમોને દીર્ધાયુ કરે. આવા શબ્દો શા માટે બોલતા હશો."

'મેના ! હું તને દુઃખી કરવાને આ નથી બોલતો પરંતુ હું જે કહું છું તે મને જે સત્ય જણાય છે તેજ કહું છું. હવે હું આ દુનિયાનો થોડા સમયનો મહેમાન છું. મારી અંતીમ ઇચ્છા

નીરૂપમાને જોઇ સુખપુર્વક મરવાની છે. નીરૂપમા ક્યાં છે? તેને બોલાવ જોઇએ?'

' પરમાત્મા તમારા દુશ્મનને પણ એવું ન દેખાડે નાથ! શા માટે આવી ચિંતા કરી તમારા શરીરને કષ્ટ આપો છો?' આમ કહી તે નીરૂપમાને બોલાવા ચાલી ગઇ.

થોડા સમયમાં મેના નીરૂપમાને લઇને ત્યાં આવી પહોંચી. નીરૂપમાને જોવાને આતુર થઇ રહેલો સુધાકર તેણીને જોતાંજ નીરૂપમા પ્રત્યે બોલ્યો ' બેટા નીરૂ! અહીંઆ આવ. બેટા તને સુખી કરવાની અભીલાષા પુર્ણ કર્યા સીવાય આ તારો અભાગી પિતા આ પ્રાની દુનિયા તજીને ચાલ્યો જાય છે. બેટા! પરમાત્મા તને સુખી કરો' આમ કહીને તે મેના પ્રત્યે બોલ્યો, "નીરૂપમાને સંભાળજે તેને સુખી કરવા પ્રયત્ન કરજે," આમ કહી નીરૂપમાનો હાથ તેનાં હાથમાં લેવા જતો હતો તેવામાં એકાએક તેના હૃદયમાં દુઃખવા આવ્યું અને અલ્પ સમયમાંજ તે અચેતન થઇને પડયો અને નીરૂપમા તથા મેનાને તેમના ભાગ્યને આધીન થવાને જગતમાં છોડી દેવના દરબાર પ્રતિ રવાના થઇ ગયો.

મેના તથા નીરૂપમા સુધાકરના મૃત્યુથી ઘણા દુઃખી થયા. મેનાનું શરીર તો તેના પતિના મરણ પછી દીવસે દીવસે ઘસાતું ગયું અને સુધાકરના મૃત્યુના છઠ્ઠા દીવસે નીરૂપમાપર આવી પડેલા દુઃખના ભાર અને પતિના મૃત્યુના શોકથી તેનું હૃદય એકાએક બંધ થઇ જતાં નીરૂપમાને જગતમાં નિરાશ્રિત, નિરાધાર વિધિના વિધાનને આશ્રયે ત્યજી સ્વર્ગલોક તરફ રવાના થઇ ગઇ.

# પ્રકરણ ૪ શું.

## સાસુનો ત્રાસ.

**મા**તા પીતાના મૃત્યુથી આશ્રયહીન બનેલી નીરૂપમાના દુઃખમાં તેને સાંત્વન કરનાર કોઇ નહતું. તેના સાસુ સસરા તો તેના માતા પિતાની જીવંત અવસ્થામાંજ તેના વેરી બન્યા હતા. પરંતુ તેના માતા પિતાના મૃત્યુ પછી નીરૂપમા પર આવી પડેલી વિપત્તિમાં સહાય કરવાને પરમ કૃપાળુ પરમાત્માએ નીરૂપમાના સસરાને પ્રેરણા કરી તેથી નીરૂપમા સંબંધી આગળની સઘળી બીનાને ભુલી દુઃખી નીરૂપમાને તેના પર આવી પડેલા દુઃખનો યત્કીંચીત ભાર ઓછો કરવાનો તેના હૃદયમાં વિચાર સુજ્યા પછી નીરૂપમાના માતા પિતાના મરણના થોડા અંતરે તે નીરૂપમાને તેના પિતાના ઘરેથી તેના ઘેર તેડી લાવ્યો.

શ્વસુર ઘરે આવ્યા પછી જો કે સસરાની તો દુઃખી નીરૂપમા પ્રત્યે હંમેશાં સહાનુભુતીજ ઢળતી હતી પરંતુ સાસુનો કોપ અપાર અસહ્ય હતો છતાં પણ નિરાધાર બનેલી નીરૂપમા તેના પર સાસુ તરફથી વરતતો ત્રાસ મુંગે મોઢે સહન કર્યે જતી હતી.

જેમ જેમ નીરૂપમા તેના પર વરસતો ત્રાસ–જુલ્મ વિગેરે સહન કર્યે જતી હતી તેમ તેમ તેની સાસુ તેના પર અધિક ત્રાસ વર્તાવવામાં જરા પણ પાછી પાની કરતી નહતી.

સાસુના ત્રાસથી રીબાતી અને પોતાના પર આવી પડેલાં દુઃખના દાવાનળમાં બળતી નીરૂપમાનું શરીર દીવસે દીવસે ક્ષીણ થતું જતું હતું. છતાં પણ સાસુનો જુલમ જરા પણ ઓછો થતો નહતો આવી રીતે

માનસીક અને શરીરિક વ્યથાથી પીડાતી નીરૂપમાનું શરીર એટલે સુધી ઘસાય ગયું કે તેના શરીરના સર્વ અવયવો નીરૂપમા પર દ્રષ્ટી ફેંકનાર માણસ પણ સહેજે જોઇ શકે તેમ હતું છતાં પણ પરમાત્મા જે સ્થીતિમાં રાખે તેમાં મગ્ન રેહેવું એ સુત્રાનુસાર નીરૂપમા દુઃખે સુખે તેના દીવસો નીર્ગમન કર્યે જતી હતી.

નીરૂપમાની આવી સ્થિતિમાં દૈવ પણ તેનો દુશ્મન બન્યો. તેને તાવરૂપી કાળે તેના જડબામાં જકડવા પ્રયત્ન કર્યો. વારંવાર તેનાપર હુમલા કરવા લાગ્યો. છતાં પણ તાવને નહીં ગણકારતાં નીરૂપમા ઘરનું કામકાજ કર્યે જતી હતી.

શારિરિક અને માનસિક વ્યાધિથી પીડાતી નીરૂપમાનું શરીર આજે તાવથી અગ્નિ સમાન ધખધખી રહ્યું હતું. તેનામાં ઉઠવાની શક્તિ રહી નહતી, છતાં પણ પ્રાતઃક્રિયા કરી તે તેનાથી બનતું ઘર-કાર્ય કરતી હતી. વ્યાધિથી પીડાતા શરીરમાં કાર્ય કરવાની શક્તિ નહીં હોવાથી નીરૂપમાને અત્યંત દુઃખ થતું હતું. અને આ દુઃખ સહન નહિ કરી શકવાથી તેની આંખમાંથી અશ્રુઓ રહેજે આવી જતા હતા, છતાં પણ પોતાનાપર આવી પડેલી વિપત્તીમાં હિંમત ન હારતી. આવી પડેલા દુઃખમાં પરમાત્માપર વિશ્વાસ મૂકી આશ્વાસન લેતાં નીરૂપમા બોલીઃ 'ઓ દૈવ ! માતાપિતાને મૃત્યુશાળી બનાવવા કરતાં આ દુઃખીયણનેજ તારો ગ્રાસ કેમ ન બનાવી ? ઓ દૈવ ! મેં પૂર્વ જન્મમાં એવા તે શું પાપ કર્યાં છે કે મારાપર દુઃખનો વર્ષા-દજ વર્ષાવ્યા કરે છે ? '

હાય ! મારાજ લીધે મારા માતાપિતા અપાર દુઃખના દાવાન-ળમાં બળતાં બળતાં ક્રુર કાળના ગ્રાસ બન્યા. હુંજ અભાગણી છું.

કોણુ જાણે મારાપર હજુ કેવાયે–વિતક વિતવા બાકી હશે. ઓ દૈવ! સર્વની વિપત્તીરૂપ મારો તું શા માટે વિનાશ નથી કરતો ?

ઓ દૈવ! તું દયા સાગર કહેવાતો હોવા છતાં શા માટે દિવસે દિવસે મારાપર દુઃખનો વર્ષાદજ વર્ષાવ્યે જાય છે. મારા જેવા દુઃખી મનુષ્યોને છુંદવામાં, કચડવામાં અને અનેક દુઃખની દાવાનળરૂપી ભઠ્ઠીમાં રીબાવવામાંજ શું તને આનંદ જણાય છે ? આજ તારો દયાનો ભંડાર કે ?

નીરૂપમા ! તું જગતના નાથને ઉદ્દેશી આ શું બોલી રહી છે ? તેની કળાને કોઇ પાર પામી શકયું છે કે તું પામી શકશે ? નીરૂપમા ! તે આ સંસારમાં કેવા કેવા અવનવા રંગો જમાવવા ઇચ્છતો હશે તે તારા જેવી નિર્દોષ બાળિકા શું જાણી શકે ? શું તેની અપાર કળાનો—તેની લીલાનો ભેદ કોઇ જાણી શકયું છે ? આવી રીતે વિચાર કરતી અશ્રુના વેગમાં તેના હૃદયના દુઃખને ઓછું કરતી નીરૂપમા તેના હૃદયથી અશ્રુઓ સારી આશ્વાસન લઈ રહી છે તેવામાં તેની સાસુ ત્યાં આવી પહોંચી અને નીરૂપમાને રડતી જોઇ તેના પ્રત્યે બોલી.

'અહીંયાં તને શું દુઃખ છે કે રડે છે ? રડી રડીને તારા માતા પિતાનું તો સત્યાનાશ વાળ્યું છે છતાંએ રડતાં નથી ધરાતી કે ?'

સાસુના આ શબ્દો સાંભળતાંજ નીરૂપમાના હૃદયમાં સખ્ત આઘાત થયો. શું હિંદુ સમાજમાં સઘળી સાસુઓ વહુની સાથે આવુંજ આચરણ આચરતી હશે આવા વિચારો તેના હૃદયમાં વાયુ વેગે પસાર થઇ ગયા. તે તેની સાસુની કઠોરતા અને તેનાપર વર્તતા ત્રાસના ચિંતવનમાં એક પણ શબ્દ નહીં ઉચ્ચારતાં તેના પર જે

વિપત્તી આવી પડે તે સહેવા તૈયાર બની. સાસુ જે કહે તે મુંગે મોઢે સાંભળવાનો નીશ્ચય કરી બેઠી.

નીરૂપમા તરફથી તેના પ્રશ્નનો કાંઇ જવાબ નહીં મળતાં તેની સાસુ તેના પ્રત્યે બોલી. 'કેમ બોલતી નથી? પરમાત્માએ જીભ આપી છે કે નહીં. મીંઢી છે. બહુજ પાકી છે. તું એમ જાણતી હશે કે આવી રીતે જવાબ નહીં આપું તો સાસુ તેની મેળેજ બોલતી બંધ થઇ જશે. પણ યાદ રાખજે કે આ સાસુ બીજીજ છે. હું તને સંપૂર્ણ ઓળખી ગઇ છું. માબાપનું સત્યાનાશ કાઢીને અહીંઆં આવી છે. સાક્ષાત્ ડાકણનો અવતાર છે જો કોઇને જરા પણ ઉનો વા પણ વાયો છેને તો પછી તારી વાત છે,' આમ કહીને નીરૂપમાની સાસુ ત્યાંથી ચાલી ગઇ.

સાસુના ચાલ્યા જવા પછી છુટકારાનો દમ ખેંચી નીરૂપમા ઘર કામમાં લાગી. તેનું માનસીક અને શારીરીક દુઃખથી પીડાતું શરીર હવે ગૃહકાર્ય કરવાને તેની અશક્તિ જણાવતું હતું છતાં પણ નીરૂપમા તેના શરીરની કાંઇ પણ ચિંતા કર્યા વિના ઘર કામ કર્યે જતી હતી.

ઘરનું કામ સંપૂર્ણ કરીને નીરૂપમા પાણી ભરવાને સરોવરપર ગઇ. વ્યાધિથી કૃશ થયેલા શરીરે તે સરોવર સુધી તો પહોંચી, પરંતુ ત્યાંથી પાણીનું બેડું લાવવું તેની શક્તિ બહારનું કાર્ય હતું. તેથી તેની આંખમાંથી અશ્રુઓ વહેવા લાગ્યા.

નીરૂપમાને રડતી જોઇ તેની પાડોશની એક ભલી સ્ત્રી કે જે ત્યાં પાણી ભરવા આવી હતી તે તેના પ્રત્યે બોલી: 'બ્હેન! રડે છે શા માટે? તારૂં શરીર આમ કેમ?' આમ કહીને તે નીરૂપમાના

કૃશ હાથને તેના હાથમાં લીધો. નીરૂપમાનો હાથ હાથમાં લેતાંજ તે દયાળુ બાઇ બોલી આ શું ? શરીરમાં તો તાવ વધ્યે જાય છે છતાં પાણી ભરવા આવી છે ? ગાંડી ! આવા તાવમાં તું બેડું કેવી રીતે લઇ જવાની હતી ? તારી સાસુને તારી આ સ્થિતિની ખબર છે ? હું ધારૂં છું કે તારી સાસુ આનાથી અજ્ઞાન હોવી જોઇએ નહીંતર તેના જેવી ભલી બાઇ તને આવી સ્થિતિમાં પાણીજ ન મોકલે.

તે સ્ત્રી જ્યારે તેની સાસુને ભલી બાઈ ઉદ્દેશીને બોલી ત્યારે નીરૂપમાથી રહેવાયું નહીં. તેથી તે બોલી: "તે ભલી બાઇના ભલાઇના પ્રતાપેજ મારી આ સ્થિતિ બની છે."

નીરૂપમાના આ શબ્દોથી તે દયાળુ બાઇની આંખમાંથી પણ આંસુની ધારા વહેવા લાગી. તેને નીરૂપમાપર પુત્રિ જેવું હેત આવ્યું. તે નીરૂપમાની આવી કફોડી હાલત જોઇ હૃદયમાં દુઃખી થઇ. પરંતુ નીરૂપમાને જણાવવા નહીં દેતાં તેના પ્રત્યે બોલી: 'બેટા ! પાણીનું બેડું લઇ જવાને તું અશક્ત છે માટે મારી પુત્રિ તારૂં બેડું લઇ આવશે તું મારી સાથે ચાલ. તારા સસરાના ઘર પાસેથી તું તારા ઘરમાં લઇ જજે. બેટા ! તારી આવી સ્થિતિ જોઇ એવો કયો માનવી હશે કે જેનું હૃદય દ્રવી નહિ જાય ? નીરૂપમા ! તને હું આજથી મારી ધર્મની પુત્રિ માનું છું !' આમ કહી નીરૂ-પમાને લઇને તે સરવર તટેથી ઘર તરફ જવા લાગી.

ઘર પાસે આવી પહોંચતાં તે દયાળુ બાઇની પુત્રિ પાસેથી બેડું લઇને નીરૂપમા તેના સસરાના ઘર તરપ જવા લાગી. પરંતુ શક્તિ-હીણ નીરૂપમામાં તેના સસરાના ઘર સુધી પણ જવાની જ્યાં શક્તિ

નહતી ત્યાં પાણીનું બેડું લઇ જવાની શક્તિ તો કયાંથી હોય તેથી પોતાની આ દશાપર શોચ કરતાં તે તેના મનમાં બોલવા લાગી. "ઓ પરમાત્મા ! હજુ તું મને કયાં સુધી દુઃખી કરવા ઇચ્છે છે ? મારામાં કામ કરવાની શકતી રહી નથી. મારી આ જગતમાં કોઇને જરાપણ દરકાર નથી છતાં તું શા માટે મને આ દુઃખરૂપી સંસારમાંથી મુક્ત કરતો નથી ? ઓ દેવ જેની આ જગતમાં જરા પણ જરૂર હોય તેમ હું જોતી નથી તેને શા માટે વધુ જીવાડે છે ! આવી રીતે પોતાના દુઃખી જીવનનો વીચાર કરતી નીરૂપમા તે દયાળુ બાઇની સાથે તેના સસરાના ઘર પાસે આવી પહોંચી.

ઘર પાસે આવી પહોંચતાંજ અશકત નીરૂપમાની આંખે અંધારા આવવા લાગ્યા. તે બારણામાં પેસતાંજ ચકકર આવવાને લીધે તેના માથાપરથી બેડું પડી જવાની સાથે તે પણ જમીનપર બેભાન થઇને પડી. નીરૂપમાના પડવાના અવાજ સાંભળતાંજ તેની સાસુ ઘરમાંથી બહાર આવતાં નીરૂપમાને મુર્છા અવસ્થામાં પડેલી જોઇ અને ગાગર તથા હાંડામાં ગોબા પડેલા જોઇ નીરૂપમાની સારવાર કરવાને બદલે હાંડો તથા ગાગર ફુટી ગયા તે માટે નીરૂપમા પર ગાળોનો વરસાદ વર્ષાવતી નીરૂપમાને ઉદ્દેશીને બોલી.

જોયાં ! આ મીંઢીના પ્રરાક્રમ સાસુ પાણી ભરવા મોકલવા ભુલી જાય તે માટે કેવી રમત રમવા માંડી છે. પરંતુ હું તેના આવા ઢોંગથી કયાં વાકેફગાર નથી. તે બીચારી જાણુતી હશે કે આવા ઢોંગ કરીને સાસુને બદનામ કરીશ તો મારી પાસે કામ નહીં કરાવતાં બેસાડી રાખશે પણ હું કયાં એ ખંધીની ખંધાઇને નથી જાણુતી, તું ગમે તેટલી ખંધાઇ કરે પરંતુ મારી પાસે કયાં ચાલવાની છે. કેમ કાંઇ ખાતીજ ન હોય. આ નુકશાન કોના ઘરમાં થયું તે તે શું જાણે ! આમ નીરૂપમાની સાસુ બબડે જતી હતી.

આવી રીતે તે સ્ત્રી બબડે જતી હતી તેવામાં પેલી દયાળુ બાઇ ત્યાં આવી પહોંચી અને નીરૂપમાને બેભાન પડેલી જોઇ તેની પાસે દોડી ગઇ અને તેની સારવાર કરતાં નીરૂપમાની સાસુ પ્રત્યે બોલી.

'બહેન! હાંડો અને ગાગરની કયાં વાત કરો છો, આ બીચારીની દશા તરફ તો જુઓ. શરીરમાં તાવ ભરાયો છે છતાં એ બીચારી કામ કર્યેજ જાય છે તેની જરા તો દયા રાખો!'

'અરે બહેન! એ મીંઢીને તમે હજુ કયાં ઓળખો છો. એના જેવી ઢોંગી અને જુઠી તો આ જગતમાં બીજી મળશેજ નહી. એ તો આવા ખોટા ઢોંગ હજારો વખત કરે છે. અને એને કાંઇ થયું નથી. તમો શા માટે તેની નકામી ચીંતા કરો છો.

નીરૂપમાની સાસુનો આવો લાગણીહીન ઉત્તર સાંભળતાં તે દયાળુ બાઇના હૃદયમાં અપાર શોક થવા લાગ્યો. તેથી તેના મનમાંજ તે બોલવા લાગી 'શું વહુઓને ત્રાસ આપવો. ગજા ઉપરાંત કામ કરાવવાનું તેજ આજકાલની સાસુઓએ ઇજારો લીધો હોય તેમ જણાય છે. બીચારી નીરૂપમા આવી દયાહીન સાસુને પનારે કયાંથી પડી' આવી રીતે તેના હૃદયમાં નીરૂપમા પ્રત્યે સહાનુભુતીના વીચારો ઉત્પન થતા હતા તેવામાં નીરૂપમા શુદ્ધીમાં આવતાં તેની સાસુ બોલી, 'કેમ! જોયો અમારી વહુનો તમાશો. પણ એ કયાં જાણે છે કે આ કોઇ કાચી પાકી સાસુ નથી કે તેના આવા ઢોંગથી ડરી જાય' આમ કહી નીરૂપમાને વધુ યાતનાની ચક્કીમાં પીસવાનો નીશ્ચય કરતાં તે નીરૂપમા પ્રત્યે બોલી 'ચાલ, ઉઠ, ઢોંગ શેનો કરે છે? જો કામ કરવું નથી ગમતું તો એમ શા માટે ભસી મરતી નથી?'

આમ કહીને નીરૂપમાપર ધુંવાપુંવા થતી તેણીને તથા પેલી દયાળુ બાઇને ત્યાંજ મુકીને ચાલી ગઇ.

# પ્રકરણ ૫ મું.

## વિધવા કે સધવા ?

**ની**રૂપમાની સાસુના ચાલ્યા જવા પછી ચોધાર અશ્રુએ રડતી નીરૂપમાને આશ્વાસન આપવા તે દયાળુ બાઇ નીરૂપમાને તેના ઘરે તેડી લાવી.

ઘરે આવ્યા બાદ પોતાને તેની માતા સમાન ગણવાનું કહી તે બાઇ નીરૂપમાને આશ્વાસન આપતાં બોલી.

“નીરૂપમા ! બેટા ! રડે છે શા માટે ? શું રડવાથી તું વીધીનું વીધાન ફેરવી શકશે ?”

“દેવતાઓ પણ જ્યારે તેના વીધાનને ફેરવવા સમર્થ નથી તો પછી મારૂં શું ગજું ?” તે ભલી બાઇના આશ્વાસન ભર્યા શબ્દોથી તેના હૃદયને શાંતી થતાં નીરૂપમા બોલી.

“તું આમ જાણે છે છતાં શા માટે શોક કરે છે ?”

“તેજ મનુષ્ય હૃદયની નબળાઇ છે ને ! જગતના સઘળા મનુષ્યો પોતે કાંઇ પણ કાર્ય કરવાને શકતીવાન નથી. તેઓ આ જગતના કર્તાના નચાવ્યા નાચનારા પુતળાંઓ છે છતાં પણ હું-પદ મુકી ક્યાં નીરભીમાની જીવન ગાળવા પ્રયત્ન કરે છે ? અરે ! સચરાચરની માયા જાળમાં સંતજનો પણ જ્યારે સપડાઇ ગોથા ખાયે છે, ત્યારે મારૂં શું ગજું ? પોતે એક પાન પણ હલાવવાને શકતીવાન નથી એવું જાણતાં છતાં માનવી મીથ્યા ફુલાઇ ગાડાં નીચેના કુતરા માફક પોતેજ કેમ જગતનો ભાર વહેતો ન હોય તેમ ફુલાય છે તેજ શું માનવ જીવનની નિર્બળતાનું પ્રમાણ નથી ?”

"નીરૂપમા ! જ્યારે તું આ બધાને માનવ જીવનની નિબંળતા છે તેમ જાણે છે છતાં તે નીબંળતાના પ્રવાહમાં શા માટે ખેંચાતી જાય છે ?"

"શું હું મનુષ્ય નથી." માતા ! મારૂં હીત ઇચ્છનારી દયાની દેવી શું માનવીઓની લાગણી મને ન ફસાવી શકે ? માતા મનુષ્ય હોવાથી એક પામર માનવી તરીકે તેમાં ફસાઉં તો મારો શું દોષ ?

"નીરૂપમા ! તું ખરેખર સહનશીલતાનો ભંડાર છે પરંતુ સહનશીલતાની હદ હોય બ્હેન—"

"સહનશીલતા ! આ શું બોલ્યા ? ભગવાન રામચંદ્રજી અને આર્યની અ્રહરાણીઓના આદર્શ માતા સીતાજીએ શું સહન કરવા પાછી પાની કરી હતી ? જ્યારે તેઓએ કષ્ટો સહ્યાં હતાં ત્યારે તેઓની સંસ્કૃતીનો વારસો ધરાવવાનો જ્યારે હું દાવો કરૂં છું ત્યા-રે હું આટલું સહન કરૂં તેમાં મેં શું વાઘ માર્યો ?"

નીરૂપમાના છેલ્લા શબ્દો સાંભળી તે ભલી બાઇ નીરૂપમાના ગુણની પ્રસરેલી ખુશબોમાં તર બની ગઇ થોડો સમય વીચાર કર્યા પછી તે નીરૂપમાને સંબોધતાં બોલી.

"તારા જેવી સાક્ષાત લક્ષ્મી સમાન પુત્રવધુ પાળનાર માનવીના પણ અહોભાગ્ય ગણાય, પરંતુ બેટા ! આપણા સમાજમાં સાસુઓ વહુની કેવી કીંમત આંકે છે તે કયાં તારી જાણ બહાર છે."

જે આર્યો સ્ત્રીઓને દેવી સમાન પુજતા હતા. જે આર્યોની સ્ત્રી સાક્ષાત દેવીના અવતાર સ્વરૂપ હતી તે આર્યો અત્યારે તેમની સ્ત્રી-ઓને દેવી સમાન માનતા થઇ હડધુત કરતાં ત્યજે તેવો સોનેરી સુર્ય ભારતના ક્ષીતીજ પર કયારે પ્રકાશશે ?

"પ્રકાશશે, અવશ્ય પ્રકાશશે. સમસ્ત જગતને સંસ્કૃતી અને વીજ્ઞાનની ભેટ આપનાર આર્યવર્તના ક્ષીતીજમાં સુવર્ણનો સુર્ય સત્વરે પ્રકાશે—"

આમ બોલતાં બોલતાં નીરૂપમા હજુ આગળ બોલવા જાય છે ત્યાં તે ભલી બાઇ બોલી.

"ક્યારે ? જયારે આર્યવર્તના આર્યોના ધર્મસ્થળોનો નાશ થશે: જ્યારે આર્યોની સંસ્કૃતીનાં વીધર્મીઓ વીનાશ કરશે ત્યારે કે ?"

"માતા ! આવું અનીષ્ટ વચન શા માટે ઉચારો છો, વીધર્મીઓ આર્યવર્તના આર્યોના ધર્મ પર ગમે તેટલા કુઠારાઘાત કરે પરંતુ આર્યોની સંસ્કૃતી અને તેમનાં ધર્મના પાયા એટલા મજબુત છે કે તેનો કોઇ નાશ કરી શકશે નહીં. જો વીધર્મીઓ હીંદુ ધર્મનો નાશ કરવા ઇચ્છતા હોય તો ત્યાં તેઓ ખતા ખાય છે. કોઇ પણ ધર્મનો અનુયાયી જગત પરના કોઇ પણ ધર્મનો નાશ કરી શકયો નથી અને કરી શકનાર નથી. છતાં પણ જ્યારે આપણા ધર્મ પર અને આપણી જાતી પર ઠેર ઠેર અનેક સ્થળેથી હુમલા થવા શરૂ થયા છે ત્યારે આપણી ઇમારતના પાયા ડગમગી ન ઉઠે તે માટે આર્યાવર્તના આર્યોએ કુંભકર્ણ સમાન તેમની નીંદ્રાને ત્યજી સત્વરે વીદેશીઓની સામે બાથ ભીડવાની જરૂર છે." નીરૂપમા બોલી.

" પરંતુ આમ થવું તદ્દન અસંભવીત છે કારણ કે નીશ્ચેતન બની હીંદુ જાતી ચેતનવંતી બની વીધર્મીઓના હુમલા ઝીલવા તૈયાર થાય તે હું માની શકતી નથી. તેમ બનવુંજ મને તો તદ્દન અસંભવીત જણાય છે." તે બાઇએ કહ્યું.

"અસંભવીત ને સંભવીત બનાવવું તેમાંજ ખરી મરદાઇ છે. આપણા-પુર્વ પુરૂષો હંમેશા અસંભવીત વસ્તુઓને સંભવીત બનાવતા આવ્યા છે તો તેઓની સંસ્કૃતીના વારસોને માટે શું આ કાર્ય અસંભવીત હોય તેમ તમોને જણાય છે?"

"બેટા! નીરૂપમા! મને તો સોએ સો ટકા આ બધું અસંભવીતજ જણાય છે.

"તે અસંભવીત સંભવીત બની શકે તેમ છે."

કેવી રીતે?

હીંદુ સમાજમાં પેસી હીંદુ સમાજને ફોલી ખાનાર 'સમાજના સડા'ઓ દુર કરી સામાજીક સંગઠન બનાવી હીંદુ સમાજને એકત્રીત કરવાથી માતા! આ સીવાય બીજો કોઇ રસ્તોજ નથી. જો આપણે આપણી સંસ્કૃતી, આપણો ધર્મ અને જાતીનો પુનરૂધ્ધાર કરવા ઇચ્છા ધરાવતા હોઇએ, તો જ્ઞાતીના જુદા જુદા વાડાની જાળો તોડી મનુના આદેશાનુસાર મુખ્ય ચાર જાતીનેજ માન્ય કરવી પડશે. રૂઢી બંધનોને તીલાંજલી આપી આપણા પુર્વજો અને રૂષી મુનીની પ્રણીત રૂઢી સ્વીકારવી પડશે. આની સાથે સમાજમાં ભયંકર સડો પેસાડનાર વૃદ્ધલગ્ન અને બાળલગ્નની કુરૂઢીઓનો નાશ કરવા કમર કસીને મેદાને પડવું જોઇશે.

આ ઉપરાંત જ્યાં સુધી આવી કુરૂઢીઓને સમાજમાંથી સંદતર કહાડી નહીં શકીએ ત્યાં સુધી બાળ વિધવાઓને પુનર્લગ્ન કરવાની છુટ આપવી પડશે અને જ્યારે આવો પુનરૂધ્ધાર કરશો ત્યારેજ હીંદુ જાતી પાછી ગૌરવવંતી બની જગતના માનવીઓને તેના

પ્રકાશમાં આંજી નાંખશે. આમ થવા પહેલાં તો મારા જેવી કેટલીએ નિર્દોષ બાળાના હીંદુ સમાજે બળીદાન લીધા હશે.

મારા જેવી સાત આઠ વર્ષની અલ્પ વયમાં પરણેલી અને તેટલીજ વયમાં તેના પતિના મરણથી તમારી માન્યતા પ્રમાણે રંડાયેલી બાલાને તમો વીધવા કહેશો કે સધવા ?"

નીરૂપમાના આ છેલ્લા શબ્દો સાંભળતાંજ નીરૂપમા તરફ અનહદ લાગણી ધરાવતી હોવા છતાં પણ રૂઢીના જડબંધનમાં જકડાયેલી તે ભલી બાઇ નીરૂપમાના પ્રશ્નના ઉત્તરમાં તેને શું જવાબ આપવો તેના વીચારમાં પડી ગઇ.

ઘણો સમય વીચાર કરવામાં ગાળ્યા પછી તે નીરૂપમા પ્રત્યે બોલી. 'નીરૂપમા ! તે તો વીધવાજ કહેવાય તો ?' શું પતિના મરણ પછી તે સધવા કહેવાય કે ? તારા જેવી ડાહી, સદ્‌ગુણી બાળાને શું આવા વીચારો કરવા યોગ્ય છે ? બહેન ! તારા મગજમાં વળી આવા વીચારો કયાંથી આવ્યા ? નીરૂપમા ! વીધવા કે સધવા બનવું તે કોઇના હાથમાં છે ? એ તો જેવી પરમાત્માની ઇચ્છા.'

અવશ્ય ! તે પ્રમાણે પરમાત્માની ઇચ્છાનેજ અવલંબીને થાય છે પરંતુ શું છતી આંખે કુવામાં પડવું યોગ્ય છે ?

'તું શું કહેવા માગે છે તે હું કાંઇ સમજી શકતી નથી માટે તારે જે કહેવું હોય તે સ્પષ્ટતાથી જણાવ કે જેથી તને સમજાવી તારા મગજમાં રમી રહેલાં અનિષ્ઠ વીચારોને દુર કરી શકાય.

તે દયાળુ બાઇના ઉપલા શબ્દો સાંભળ્યા પછી નીરૂપમાને ધીરજ આવી તેથી તે શાંન્તિપૂર્વક પોતાની દલીલ તે બાઇના મગજમાં ધુસાડવાને નિશ્ચય કર્યા પછી બોલી.

લગ્ન એ શું ચીજ છે તેનું જેને જરા ભાન પણ ન હોય, જે બાળા લગ્નના રહસ્યને પીછાનતી ન હોય તેવી અજ્ઞાન બાળાને કે જે પતી એ કઇ બજારનું પશુ છે, અને સ્ત્રી એ શું ચીજ છે. તે સમજતી પણ હોય ને વૈધવ્ય અને સોભાગ્ય જેના હૃદયથી સમાન હોય, જે બાળા એના તફાવતને જાણતી ન હોય તેને પરણાવી આપવી એથી શું લગ્નનો હેતુ સરે છે?

"આવા લગ્નો થયેલી બાળાના પતિના મરણ પછી આવી બાળાઓ વિધવા કહેવાય કે?" નીરૂપમાએ તે માયાળુ બાઇને પ્રશ્ન કર્યો.

નીરૂપમાના આ પ્રશ્નનો કાંઇ પણ જવાબ નહીં આપતાં તે બાઇને ચુપ રહેલી જોતાં નીરૂપમા પોતાના વિજયને કળી ગઇ તેથી તે તેના પ્રત્યે બોલી.

'મારા જેવી અનેક બાળાઓ સમાજના સડામાં બલીદાનરૂપે હોમાઇ બલીદાન રૂપે ચડી ગઈ હશે. મારા જેવી અનેક નિર્દોષ બાળાઓ કે જેઓ પતિ અને લગ્નનો અર્થ પણ સમજતી નથી તેની પાસે આપણો રૂઢીભક્ષક સમાજ ફરજયાત વૈધવ્ય પળાવે છે. આવી અનેક બાળાઓના લોહી અત્યારનો આપણો સમાજ ચુસી રહ્યા છે. તે અટકાવવાની શું જરૂર નથી?

તમો મને પોતાનેજ શું ધારો છો? બાલ્યાવસ્થામાં લગ્ન થયા પછી થોડા સમયે મારા કહેવાતા પતિદેવ સાથે ઢીંગલા ઢીંગલીની માફક મારા લગ્ન થયા પછી તેનું મરણ થતાં સમાજ મને વીધવાની હરોલમાં બેસાડે છે ત્યારે તમો મને કઇ હરોલમાં બેસાડો છો?

મારા જેવી લગ્ન, અને પતિનો અર્થ ન જાણનારી નિર્દોષ બાળાને તમો વિધવા કે સધવા માનો છો? મારી કઇ સ્થિતી છે. હું વિધવા છું કે સધવા?

વાંચક! નીરૂપમા જેવી નિર્દોષ કુમળી કળી કે જેના બાલ્યવસ્થામાં લગ્ન થયા પછી પતિનો અર્થ જાણ્યા પહેલાં જેના પતિનું પરલોક તરફ પ્રયાણ થયું હોય તેવી કુમળી કળીઓને વિધવા ગણવી કે સધવા?

## પ્રકરણ ૬ ઠું.

### મરકીનો ભોગ.

નીરૂપમા પર પુત્રી સમાન અપુર્વ સ્નેહ ધરાવનારી બાઈનું નામ ગંગા હતું.

ગંગા ખરેખર ગંગા સમાનજ હતી, તેનું હૃદય ગંગાના નીર્મળ જળ સમાન નીર્મળ અને દયાથી પૂર્ણ હતું. નીરૂપમા પર તેની સાસુના તરફથી વરસતો અસહ્ય ત્રાસ જોઇ આ દયાની દેવીનું હૃદય ભડભડાટ બળતું હતું. નીરૂપમા તેની પુત્રિ નહીં હોવા છતાં પણ તેના તરફ માનવ હૃદય તરીકે સહાનુભુતી અને દયા ઢળતી હતી આથી સાસુના અસહ્ય ત્રાસમાં રીબાતી નીરૂપમાને આ દયાળુ બાઇ આશ્વાસનરૂપી પાનથી ધૈર્ય ધારણ કરી તેના પર આવી પડેલી વીપત્તીઓને સુખ પુર્વક વિધિનું વિધાન ગણી સહન કરવા શીખામણ આપતી હતી.

નીરૂપમા પણ પોતાના પર આવી પડતી વિપત્તિઓને વિધિનું વિધાન ગણીને સહનશીલતા એ ઉત્તમ ગુણ છે તેમ માની તેની સાસુ તરફથી તેના પર વરસતા અસહ્ય જુલ્મો સહન કર્યે જતી હતી.

નીરૂપમાની સાસુ પણ નીરૂપમા પર તેનાથી વીતાવી શકાય તેટલા વીતકો વીતાડવામાં જરા પણ પાછી પાની કરતી નહતી. તેણે તો કોઈ પણ ઉપાયે નીરૂપમાના પર ત્રાસ વરતાવવાનોજ ઇરાદો રાખ્યો હતો તેથી નીરૂપમાની હમેશાં કાળી બાજુજ જોવા અહનીંશ પ્રયત્નો કર્યા કરતી હતી.

વહુને જો દાબમાં રાખવી હોય તો આજ કાલ સાસુઓમાં તેને દુઃખી કરવાથી અને કામનો અતી બોજો તેના પર નાખવાથીજ વહુ દુઃખ અને સંતાપને લીધે કહ્યાગરી બની જાય છે તેવી જે માન્યતા આજકાલની સાસુઓમાં પ્રચલીત છે તેજ માન્યતાને નીરૂપમાની સાસુ પણ અનુસરી નીરૂપમા પર દુઃખનો ડુંગર વરસાવવામાં જરા પણ પાછી પાની કરતી નહતી.

નીરૂપમા તેના પર જે જે વીપતી આવી પડે છે તે તેના પુર્વ જન્મના પ્રાયશ્ચતનુંજ ફળ છે, તેમ માની આનંદપૂર્વક પરમાત્માની ઇચ્છાને આધીન બની સહે જતી હતી.

દીવસે દીવસે નીરૂપમાની અને તેની સાસુ વચ્ચેનું વાતાવરણ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યે જતું હતું.

નીરૂપમાની સાસુ જ્યારે ઉગ્ર બની તેનાથી વર્ષાવાય તેટલા દુઃખના ડુંગર વર્ષાવવાનો નિશ્ચય કરી ચુકી હતી. ત્યારે નીરૂપમા તેની સાસુ તેનાપર જે વિપત્તીઓનો વર્ષાદ વર્ષાવે તે શાંતિપુર્વક સહેવાનો નિશ્ચય કરી બેઠી હતી.

નીરૂપમા એક તરફથી પોતાનાપર થતા અસહ્ય ત્રાસોની સામે તેની શાન્તિ અને ધીરજનો મુકાબલો કરવા ઇચ્છતી હતી. તે તેની સાસુની આસુરી રીતી સામે તેની શાંત સરળ અને નીતિ યુદ્ધનું આવાહન દેવાનો નિશ્ચય કરી તેની સાસુની આસુરી ઇચ્છાનો તેના સરળ શાંત વાતાવરણમાં નાશ કરવાનો પ્રયત્ન કરી રહી હતી

આવી રીતે નીરૂપમાની દૈવી શકિત અને તેની સાસુની રાક્ષસી શકિત વચ્ચે તુમુલ યુદ્ધ મચી રહ્યું હતું.

દિનપ્રતિદિન સાસુના અસહ્ય ત્રાસને પણ આનંદપૂર્વક સહ્યે જતી નીરૂપમા તેના હૃદય સાથે બોલવા લાગી: "શું સહેવું એ ભૂષણ નથી? જો તે ભૂષણ હોય તો પછી શા માટે ન સહેવું? જગતના માનવીઓ પણ જ્યારે કસોટી કરવા ઇચ્છે છે ત્યારે માણસ અનેક વિપત્તીમાંથી ટાળવા પ્રયત્ન કરે છે પરમાત્મા પણ મારી આવીજ જાતની કસોટી કરવા કેમ નહીં ઇચ્છતો હોય?

અવશ્ય! તેમજ હોવું જોઇએ. તે દયાનીધિ દેવે તેના પરમ ભકતોને પૂર્ણ કસોટીએ કસ્યા છે. મારે પણ આ નાશવંત જીવનમાં શા માટે પૂર્ણ કસોટીએ ન ચડવું જોઇએ? આવી રીતે વિચાર કરતી નીરૂપમા થોડા સમયને માટે વિચારમાં લીન થઇ ગઈ.

થોડો સમય વિચારમગન રહ્યા પછી નીરૂપમા બોલવા લાગી: 'એમાં મારી સાસુનો પણ શું દોષ? તે તો દેવાધિદેવના નચાવ્યા નાચે છે. તેઓમાં મને દુ:ખી કરવાની શું શક્તિ છે? આ તો બધુંજ હું જે ભોગવું છું તે મારા પૂર્વ જન્મનુંજ કર્મ છે, જે કર્યું છે તે ભોગવું છું તેમાં બીજાનો શું દોષ? પૂર્વ જન્મમાં મેં મારા સાસુજી પર ઘણોએ ત્રાસ વર્તાવ્યો હશે તેના ફળરૂપે આજે તેમના તરફથી મારા પર ત્રાસ વર્તાવાય તો તેમાં ખોટું શું?'

દરેક માણસ પોતાના કર્મના ફળનો અધિકારી છે. માણસ બાવળ વાવીને આંબાની આશા રાખે તો તે શું સંભવીત છે? નહીં કદાપી નહીં. ત્યારે હું શા માટે મારા પુર્વજન્મના ફળરૂપ મળતા સાસુ તરફના ત્રાસને ધીક્કારી રહી છું? જેવું મેં કર્યું છે તેવું ભોગવવું તેમાં વળી દુ:ખ શાનું?

આવી રીતે વિચારો કરી તેના હ્રદયને શાંન્તવન આપી તેના દીવસો પસાર કર્યે જતી હતી.

તેવામાં તેના ગામમાં એકાએક પ્લેગનો વાયુ ફરી વળ્યો. મરકીના કરાળ રાક્ષસી મ્હોંમાં એક પછી અનેક માણુસો સપડાવા લાગ્યા. મરકી પણ ઉગ્ર સ્વરૂપ ધારણુ કરીને નગરજનોને તેના પંજામાં સપડાવવા યાહોમ પ્રયત્ન કરી રહી હતી તેવામાં ભગવાન સવીતા દેવતા પણ રૂદ્રના ત્રીજા નેત્રમાંથી નીકલતા અગ્નિસમાન પ્રકાશી મરકીના વાતાવરણુનો અધિક પ્રચાર કરવામાં સહકાર કર્યે જતા હતા.

મરકી પણુ ઉગ્ર રૂપ ધારણુ કરીને એક પછી એક અનેકને તેના જડબામાં જકડયે જતી હતી અને તેમાં આખરે આપણી નીરૂપમા પણુ સપડાઇ.

દૈવ પણુ દુ:ખીઆનેજ વધુ દુ:ખી કરે છે. કેમ જાણે દુ:ખીયાને દુ:ખી થતો જોઇને તેને આનંદ ન થતો હોય? આપણી નીરૂપમા પણુ દેવના સપાટામાં સપડાઇ.

મરકીના ત્રાસથી માણુસો આમ તેમ નાસભાગ કરી રહ્યા છે. દરેક મનુષ્ય મરકીના મ્હોંમાંથી બચવાને નાસભાગ કરી રહ્યા છે. તેઓને સગાંસંબંધી તથા પુત્ર કે સ્ત્રીના સંબંધને પણુ નહીં જોતાં પોતાનો જીવ બચાવવા પ્રયત્ન કરી રહ્યા છે તેવામાં ગામમાં દિન-પ્રતિદિન મરકીના ભોગે ઘણા માણુસો યમશરણુ થતા જાય તે જોઇને નીરૂપમાનો સસરો ગામ છોડી જવાની તૈયારીમાં હતો તેવામાં નીરૂપમા મરકીના પંજામાં સપડાઇ.

નીરૂપમાને મરકીના પંજામાં સપડાએલી જોઇ તેની સાસુનો તેના પરનો ક્રોધ અસહ્ય બન્યો તેનાથી દુર દુર નાસવા લાગી

અને નીરૂપમાને ઉદ્દેશી કહેવા લાગી કે: 'એના પગલાંજ એવા છે કે જ્યાં જાય ત્યાં ઓટલો વાળી મૂકે. માબાપનું સફાચટ કરીને અહીં આવી છે કોણ જાણે એ શું એ કરશે?' આવી રીતે બિચારી મરકીના ત્રાસમાં પીલાતી નીરૂપમાની દયા રાખ્યા વિના તેની સાસુ તેને સંભળાવ્યેજ જતી હતી.

નીરૂપમાને માટે હવે સાસુના શબ્દો અસહ્ય થતા જતા હતા. મરકીમાં પોતાના દેહનો જલ્દી નાશ થાય તેમ ઇચ્છતી હતી, તેથી તે પરમાત્માને ઉદ્દેશીને બોલી: 'ઓ દેવ! શા માટે મને દુઃખીઆરીને વધુ દુઃખી કરે છે? શું દુઃખીયાને વધુ સંતાપવામાં તને આનંદ આવે છે? શું આજ તારૂં દીનદયાળ અને ગરીબના બેલીનું બીરદ કે?'

ઓ દૈવ! હવે આ કષ્ટો અસહ્ય થયા છે. જગતમાં મારી કોઇને જરૂર નથી તો પછી મને વધારે સમય શા માટે જીવાડી રહ્યો છે?

આવી રીતે દર પળે મરણને ભેટવાને આતુર થએલી નીરૂપમાથી મરણ ડગલે ને પગલે આઘું ખસવા લાગ્યું. નીરૂપમાપર થએલો મરકીનો હલ્લો ધીમે ધીમે ઓછો થવા લાગ્યો.

નીરૂપમા જ્યારે મોતને ઇચ્છતી હતી ત્યારે મોત તેનાથી સો ડગલા દુર નાસતું હતું. શું માગ્યું મોત આવે છે? નહીંજ, ત્યારે પછી મરવાની વારંવાર ઇચ્છા કરવી શું કામની?

નીરૂપમા પણ મરકીમાંથી સારી થયા પછી આવાજ વિચારો ધરાવતી થઇ હતી. તેથી મોતને નહીં ઇચ્છતાં જગતના પાલક નાથની ઇચ્છા મુજબ આપણાથી જે કંઇ સત્કાર્ય થાય તે કરવું તેવા વિચારો નીરૂપમાના હૃદયમાં ઘુમવા લાગ્યા.

કાળની પણ વિચિત્ર ગતિ છેને ? જે તેના પાશામાં સપડાવા ઇચ્છતું નથી, જે તેનાથી દુર નાસવા માગે છે તેનેજ પોતાનો ગ્રાસ કરવાને ઇચ્છતો હોય તેમ જણાય છે. જે તેનાથી બચવા દુર ભાગે છે તેનેજ તે તેના પંજામાં સપડાવે છે.

આ રીતિ અનુસાર નીરૂપમાની સાસુ કે જે મરકીથી બચવા જ્યારે નીરૂપમાને મરકી થઈ હતી ત્યારે તેના તરફ જોતી પણ ન હતી તેજ એકાએક મરકીના પંજામાં સપડાઇ.

નીરૂપમાની સાસુને મરકીના પંજામાં સપડાએલી જોઇ તેના સસરાને પણ દુ:ખ થવા લાગ્યું ને તેના મનમાં બોલવા લાગ્યો: 'ખરેખર ! મારા ઉપર દૈવજ રૂઠયો છે. વહુ તેનો ભોગ થતી બચી ત્યાં આને સપડાવી. પરમાત્માની જેવી ઇચ્છા' આમ કહીને દુ:ખી હૃદયે વિચારમાં લીન થઇ ગયો.

સાસુને મરકીના રોગમાં સપડાએલી જોઇ પોતાનાપર વર્તાવેલ ત્રાસ અને જુલ્મો ભૂલી જઇ નીરૂપમા તેની તનતોડ ચાકરી કરવા લાગી, કારણ કે તેને મૃત્યુનો ભય ન્હોતો. તે તો પોતાથી બની શકે તેટલી આ જગતમાં માનવ સેવા કરવા ઇચ્છતી હતી, તેથી તે અનુસાર રાતદિવસ તે સાસુની સેવા સુશ્રુષા કરતી હતી. આ જોઇ તેના સસરા કે જે તેની પાસે બેઠા હતા તે તેની સાસુ પ્રત્યે બોલ્યા.

'પરમાત્મા તને જો આ મરકીના મ્હોંમાંથી બચાવે તો આવી સદગુણી વહુપર જે દુ:ખના ડુંગરો વર્ષાવ્યા છે તેને જરાપણ કષ્ટ નહીં આપતાં પુત્રિ સમાન રાખજે. આંખો સામે મૃત્યુ શૈય્યાપર પડેલી નીરૂપમાની સાસુ નીરૂપમાના સસરાના આ શબ્દો સાંભળતાંજ તેણે નીરૂપમાપર વર્ષાવેલ ત્રાસનો ચીનાર તેની નજર સામે તરવરી રહ્યો.

આ દ્રષ્યો જોતાં તેની આવી સ્થીતિમાં ઘણોજ ખેદ થવા લાગ્યો. તેથી તેની આંખમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો.

પોતાની પત્નિને રડતી જોઇ નીરૂપમાનો સસરો તેની સ્ત્રીને આશ્વાસન આપતાં બોલ્યો, 'રડ નહિ, રડે શું થવાનું છે? શું રડવાથી તું સારી થવાની છે? શું રડવાથી આ ભયંકર જીવલેણ બલામાંથી તું છુટી શકવાની છે? રડવાથી શું થવાનું છે. હું નથી ધારતો કે તું આમાંથી બચે, માટે પરમાત્માનું સ્મરણ કરી તારા જીવનનું સાર્થક કર.'

'હું મરવાથી ડરતી નથી, મોતના ડરથી ડરતી નથી. પરંતુ આવી સદગુણી વહુને ઓળખી ન શકી તેનોજ મને શોક થાય છે. તેનાપર ત્રાસ વર્તાવવમાં મેં જરાપણ કચાસ રાખી નથી, છતાં તેણે તે સ્હેવામાંજ તેની સદગુણતા બતાવી છે તે જોઇ મારૂં હૃદય રડી રહ્યું છે.' નીરૂપમાની સાસુએ કહ્યું.

'પરમાત્મા જો તને સારી કરે તો તું હવે વહુને વધુ ન સતાવતી.'

"પરંતુ હવે હું જીવવાનીજ કયાં છું!"

આમ કહી તેની પાસે બેસી સુશ્રુષા કરતી નીરૂપમાના માથાપર હાથ મુકતાં તેની સાસુ બોલી!

બેટા! તને મેં બહુ સતાવી છે. તારા પર ન વરસાવાય તેટલો ત્રાસ વરસાવ્યો છે. તને જયારે મરકી નીકળેલી ત્યારે મોતના ભયથી તારી ચાકરી પણ મેં કરી નહતી પરંતુ જયારે હું પોતેજ મરકીનો ભોગ થઇ પડી છું ત્યારે તારા જીવનની દરકાર કર્યા વિના તારા જીવનના જોખમે મારી ચાકરી કરી છે. બેટા તેં મારા પર અપકારને બદલે ઉપકાર કર્યો છે. તારા જેવી લક્ષ્મી સમાન વહુના પગ મારે

પૂજવા જોઇએ હું આ રૂણુમાંથી કેવી રીતે છુટીશ આમ બોલતાં બોલતાં તેની આંખમાં ઝળઝળીઆં આવી ગયા.

સાસુને રડતી જોઇ નીરૂપમા તેને આશ્વાસન આપતાં બોલી તમારી સેવા કરવી એ મારો ધર્મ છે. તમારી ચાકરી કરવામાં મેં મારી ફરજ બજાવ્યા ઉપરાંત કાંઇ કર્યું નથી. સાસુ સસરા એ તો માતાપિતા તુલ્ય ગણાય છે તેની સેવા કરવી એ તો દરેકની ફરજ છે.

"બા રડો નહીં. રડો છો શા માટે? તમોએ કાંઇ મને દુઃખ આપ્યુંજ નથી પરંતુ એ તો મારા પ્રારબ્ધના યોગે થતું હતું: શું ભાગ્યમાં લખ્યું કોઇ મીથ્યા કરનાર છે? મારા પ્રારબ્ધમાં જ્યાં દુઃખ લખ્યું હતું ત્યાં તમે શું કરવાના હતા?

નીરૂપમાના આ શબ્દો સાંભળ્યા પછી તેની સાસુ નીરૂપમા પ્રત્યે કાંઇ કહેવા જતી હતી તેવામાં તેને સખ્ત દુઃખ થવા લાગ્યું તેની નાડો તણાવા લાગી આવી સ્થિતીમાં તે નીરૂપમાને ઉદ્દેશીને બોલી.

"વહુ હું તો જાઉં છું પરંતુ તારા પર વીતાડેલ વિતકોનો જવાબ મારે દેવના દરબારમાં આપવો પડશે તેવું યાદ આવતાં મારૂં હૃદય ગભરાઇ ઉઠે છે. તારા પર ત્રાસ વર્તાવવાના કારણે મારા પર આવી પડનાર વિપત્તિનો વિચાર કરતાં મારૂં હૃદય કંપી ઉઠે છે.

જો જો આ દેવના દુતો મારા સામે આંખો કાઢી રહ્યા છે. બેટા! નીરૂપમા બચાવ બચાવ." આમ બોલતી નીરૂપમાની સાસુ મરકીનો ભોગ બની પોતાના પાપનો પશ્ચાતાપ કરતી તેના કરેલા કર્મોનો જવાબ આપવા દેવના દરબાર તરફ રવાના થઇ ગઇ.

# પ્રકરણ ૭ મું.

## વાર્તાલાપ.

કોણ જાણે નીરૂપમાના તરફ શત્રુની ગરજ સારતી તેની સાસુનો પ્રાણ લેવાનેજ મરકીનો ઉપદ્રવ કેમ ન થયો હોય તેવી રીતે નીરૂપમાની સાસુના મરણ પછી આપોઆપ મરકીનું જોર ધીમે ધીમે ઓછું થવા લાગ્યું. આથી ગ્રામ્યજનોના હૃદયમાં પણ શાંતિ થવા લાગી.

ઉદ્વેગ અને ભિતીવશ થયેલા નગરજનોના હૃદયમાં શાંતિ ઘર કરવા લાગી. તેથી મરકીના ત્રાસથી નગર છોડી ગયેલાં નગરજનો ધીમે ધીમે ગામમાં પાછા આવવા લાગ્યાં.

ટુંકમાં નીરૂપમાની સાસુ મરકીનો છેલ્લો ભોગ થઇ હતી તેમ કહીએ તો પણ ચાલે. કારણે કે તેના મરણ પછી મરકીનો ત્રાસ ઓછો થવાથી સર્વના હૃદયમાં નીરૂપમાની સાસુ નીરૂપમાપર ત્રાસ વર્તાવતી હતી અને કદાચ તેનેજ કારણે સમસ્ત ગામને તેના પાપનું પ્રાયશ્ચિત કરવું પડયું હતું. અને તે પરમાત્માને પણ અસહ્ય થઇ પડવાથી નીરૂપમાની સાસુને ક્રુર કાળનો કોળીઓ બનાવવાનોજ હેતુ ઐશ્વરી સંકેતાનુસારજ મરકીનો ઉપદ્રવ કેમ ન હોય તેમ સર્વે માનવા લાગ્યા.

આ માન્યતા નીરૂપમાની સાસુંના મરણુથી મરકીનો ઉપદ્રવ બંધ થતાં માનવામાં નીરૂપમાની સાસુના મરણથી અધિક કારણભૂત બની.

મરકીના ઉપદ્રવની શાંતિ થયા પછી આ ઉપદ્રવમાં મરણ પામેલાઓની પાછળ જમણવાર ચાલુ થયો, એક પછી એક ચાલ્યા જતા

દીવસે મરકીનો ભોગ બની ચૂકેલ કોઇ માનવી પાછળ જમણ તો હોયજ. ભાગ્યેજ કોઇ દિવસ ખાલી જતો હતો.

આમાં ગરીબ અને તવંગર બંનેને શોષવું પડયું હતું અને કેટલીક વખત મીથ્યા કુલાભિમાનના મોહમાં ફસાઈ પેટે પાટા બાંધીને પણ કેટલાક માણુસોને જ્ઞાતિ ભોજન કરાવવાનો વખત આવી પહોંચતો હતો. કેટલાકો ગરીબાવસ્થામાં આવી પડેલા કુળાભિમાની કુલિન કુટુંબોના માણુસોને કુટુંબના મોભાને ખાતર કુલિનતાના મોહમાં ઘરના છોકરાને ઘંટી ચાટતા કરી, પારકા પૈસા વ્યાજે લાવી કુલિનતાનામાં પૂળો મુકવો પડતો હતો.

પરંતુ આવા કુટુંબમાં હજુ કુલીનતાનો મોહ ત્યજી છીન્નભીન્ન થઇ ગયેલી આર્ય જાતિનો ઉદ્ધાર કરવા કર્જમાં ડુબ્યે જતાં આવા નકામા ખરચ નહીં કરવાની હામ ભીડી જ્ઞાતિ સેવકોને પોતાની સ્થિતી નહીં હોવા છતાં તેના બાળકોને ભીખારી કરી કે તેમની પત્નિને ઘરબાર વિનાની રઝળતી કરી કુલીનતાની હોળીમાં તેના દેહનું બલીદાન આપવા ઇચ્છતો નથી તેમ કહી **'સમાજના સડા'**ઓ દુર કરવા અને દઢ જ્ઞાતિના બંધનની જાળમાં સપડાઇ દીવસે દીવસે અધોગતિની ખાઇમાં ગબડયે જતી આર્ય જાતિને સામાજીક રૂઢીથી ગુંગળાઇ જતી આર્ય જાતિને સામાજીક રૂઢી વશ બંધનોને તોડી ફેંકી દઇ ઉન્નતિના પંથે ચહડાવનાર કોઇ વીરલાનો જન્મ થયો ન હતો.

જો કે ઉપરના દ્રશ્યો જોઇ ગામના અનેક નવયુવાનોના લોહી ઉકળી ઉઠયા હતા. કેટલાયેના મનમાં પ્રગતિના પંથ પર વિચરી ઉદ્ધારના

આછા દીગ્દર્શન કરવાની ધગશ ધરાવતા હતા પરંતુ જ્ઞાતિના પટેલી-આઓની જોહુકમી, આપખુદ સતાને તોડવા–તેને ઝેર કરવા કોઇ કમરકસીને હજુ બહાર પડયું ન હતું.

રૂઢી ભક્ષક **સમાજના સડાઓ** દુર કરવા આ નવયુવાનોના હૃદયમાં ભડભડ જવાળા મુખી બળ્યા કરતો હતો. પરંતુ પટેલીઆ-ઓની જોહુકમીને તોડવા કોઇ હીંમત કરી શકતા ન હતા.

વાંચક ! આ પ્રગતિના પંજામાં પગલાં ભરતાં વીસમી સદીના આ નવયુવકો તેમની રૂઢીની જાળમાં સપડાયેલી જાતિનો ઉદ્ધાર કરી પ્રગતીના માર્ગે પગલાં ભરવા શું વિચારો કરી રહ્યા છે. તે તરફ દ્રષ્ટિ ફેરવવા પ્રયત્ન કરીએ.

આ વીસમી સદીમાં પરતંત્ર સત્તા નીચે અપાયેલા શીક્ષણુથી માયકાંગલા જેવા બનેલા આર્યાવર્તના નવયુવકનો રૂઢીના બંધનો તોડી તેમની આર્ય જાતિને ઉન્નતિના માર્ગ પર લઇ જવાના પ્રયત્નો કરે છે કે સમાજના બંધનોમાં રૂઢ બની વિનાશની ગતિમાં ગબડવાનો પ્રયત્ન કરે છે.

વાંચક ! શું તારી એવી માન્યતા છે કે આજકાલ પરદેશી શિક્ષણની ધુંસરી નીચે કસાઇને બહાર પડેલાં નવયુવાનો તેમની નિશ્ચેતનતાનો ત્યાગ કરી દેશને પ્રગતિવાન બનાવવા પ્રયત્ન કરી તેને પૂર્વ જાહોજલાલીમાં લાવી મુકવા પ્રયત્ન કરશે ?

જ્ઞાતિ ભોજનો કરી પોતાની શક્તિ નહિં હોવા છતાં ધનનો છુટે હાથે ઉપયોગ કરી કેટલાયે મનુષ્યો કાયમને માટે દારીદ્રયને વહોરી લેતા હતા આ ભયંકર દ્રશ્યો જોઈ ગામના નવયુવાનોના હૃદય કમકમી ઉઠતાં હતાં તેથી આવા સમાજનું સત્યાનાશ વાળી નાખનારા

સામાજીક કુરૂઢીઓ સમાન આવા અનેક સમાજના સડાઓ દુર કરી હિંદુ જાતિને તેની પુર્વવત જાહોજલાલીમાં લાવી મુકવાની ધગશ ધરાવનારા નવયુવાનોમાંથી એક તેના મિત્ર પ્રત્યે બોલ્યો.

" શું જ્ઞાતિ ભોજન ઇષ્ટ છે ? જે સમાજમાં હજારો વિધવાઓ રોટલાના ટુકડા માટે વલખા મારતી હોય જે સમાજમાં હજારો ગરીબ નવયુવાનો આથીંક મુશ્કેલીઓને લીધે તેમનો વિદ્યાભ્યાસ આગળ ન વધારી શકતા હોય તે સમાજ જ્ઞાતિ ભોજનમાં હજારો રૂપીઆ ફકત મોટાઇ અને કુલીનતાના મોહમાં હોમી દયે તે શું તે સમાજની અધોગતિનું ચિન્હ નથી ?"

" ભાઇ ! તમારૂં કહેવું સત્ય છે. પરંતુ ગરીબોને એક ટંકનું ખાવાનું પણ નથી તેની દરકાર કર્યા વિના મોટાઇ મેળવવા વાસ્તે કાંકરાની માફક ધન વેરનારા જ્યાં સુધી નરો આપણા સમાજમાં પડયા છે ત્યાં સુધી હું નથી ધારતો કે સમાજ ઉન્નતિના પંથે વિચરી શકે."

" તો શું આપણે અધોગતિના માર્ગે લઇ જતા સામાજીક બંધનો તોડવા કમર કસીને બહાર પડવું ન જોઇએ ? આ પ્રગતિના પંથે કુચ કદમ કર્યે જતા જમાનામાં શું જગત સમસ્તને જ્ઞાન વિજ્ઞાનના પાઠો પઢાવનારા આર્યોના પુત્રોની સંતતીજ ઘોર અંધકારમાં સડયા કરશે ?"

" શા માટે જેણે સમસ્ત જગતને વિજ્ઞાનના પાઠો પઢાવ્યા છે, જે અદ્‌ભૂત રોમાંચક પાઠો પઢી જગતના મનુષ્યો તેની સંસ્કૃતી પર મુગ્ધ બન્યા છે તે અનુપમ સંસ્કૃતીને અત્યારે સામાજીક કુરૂ-ઢીઓમાં વેડફાઇ જતી જોવા છતાં પણ શું આપણે તેની સામે

આંખ મીચામણાં કર્યા કરીશું? બીલકુલ નહીં ભાઇ! થોડાજ સમયમાં જ્ઞાતિજનોની આંખે ચડી ચુકેલું આપણું યુવક મંડળ જ્ઞાતિ કલ્યાણના માર્ગે જવાના પ્રયત્નો કરવામાં જરાપણ પાછી પાની નહીં કરે.

જ્યોતીન્દ્ર! તું આપણા મંડળનો પ્રમુખ છે અને હું તેનો મંત્રી છું, પછી શા માટે આપણે સમયનો દુરૂપયોગ કરવો જોઇએ, ચાલ આપણે કાલે જે જ્ઞાતિ ભોજન થવાનું છે તે અટકાવવાના પ્રયત્નો કરીએ.

'તું કેવી રીતે આગળ ધપવા ઇચ્છે છે?' જ્યોતિન્દ્રે પુછ્યું.

જે ગ્રહસ્થ જ્ઞાત ભોજન કરવાના છે તેને ભારતની અત્યારની સામાજીક સ્થિતિનો ખ્યાલ આપી જ્યાં હજારો નવયુવાનો ટુકડા રોટલા માટે ગલ્લીએ ગલ્લીએ રવડી રહ્યા છે. જે દેશની નિરાધાર લાચાર બનેલી કરોડો વિધવાઓ અન્ન વિના તેમના પ્રાણ ત્યજી જાય છે. જ્યાં વિધર્મીઓ આપણા જાતિ ભાઇઓને અન્ન, ધન અને બીજા સુખ વૈભવની લાલચો આપી આર્ય ધર્મનો ત્યાગ કરવાની લાલચ આપી રહ્યા છે તેવા વિનાશના કટોકટીના સમયે જ્યાં ભારતના આર્ય ધર્મની નૌકા ડામાડોળ થઇ રહી હોય તે સમયે શું જ્ઞાતિ ભોજન કરાવી પોતાની વાહવાહ બોલાવવી તે તમારા જેવા સુજ્ઞજનને યોગ્ય છે?" આવી વાત દલીલપૂર્વક સમજાવીને જ્યોતિન્દ્રના પ્રશ્નના જવાબમાં પ્રમોદ બોલ્યો.

"પ્રમોદ! તારૂં કહેવું સત્ય છે પરંતુ શું તે માન પાન અને મોહના લોભમાં રચ્યો પચ્યો રહેનાર માનવી તારી આ સમાજ સુધારણાની દલીલ માન્ય રાખશે?"

ભાઇ ! તેના હૃદયમાં તો તેને માન પાન મળે, તેની કુલિનતા કહેવાય સૌ તેના વખાણુ કરે તેમાંજ તે સમાજ સુધારણા સમજી રહ્યો છે–તેમાંજ તે સમાજનો ઉદય જોઇ રહ્યો છે. માનાપમાનમાં શ્રીમંતાઇના મદમાં મસ્ત રહેતો માનવી તારી આ દલીલો લક્ષમાં લે તેવું મને જણાતું નથી.

" ત્યારે તું કેવી રીતે કામ કરવા ઇચ્છે છે ?"

" ભાઇ ! મારી તો એવી ઇચ્છા છે કે આપણે પહેલાં જ્ઞાતિના પટેલ પાસે જઇને તેને આવા જ્ઞાતિ ભોજનથી થનારા ગેરફાયદા સમજાવી સમાજ સુધારણા કરવા વિનંતિ કરીએ. તેને કહીએ કે ખોટા વરા કરવાનો આ વીસમી સદીનો યુગ નથી. આ સદીમાં તો કુંભકર્ણની માફક નિદ્રામાં સુતેલી કેટલીયે જાતિઓ ચેતનવંતી બનીને તેમના સમાજની પુનર્રચના કરવાને મંડી ગઈ ત્યારે શું પોતાની સંસ્કૃતીથી એક વખત જગત ભરને આશ્ચર્યમુગ્ધ કરી નાંખનાર આર્ય જાતિ હજુ પણ વિનાશની ગર્તામાં સબડયા કરશે ? મને લાગે કે જ્ઞાતિ પટેલ આપણી આ દલીલો સામે કાંઇ બોલી શકશે નહિ અને આપણને આપણા કાર્યમાં મદદ આપશે.

" શુભસ્ય શીઘ્રં ! ત્યારે સારા કામમાં ઢીલ શી ' આમ કહીને બંન્ને **"સમાજનો સડો"** દુર કરી આર્ય જાતિને સંસ્કૃતિના શીખરે ચડેલી જોવાને ઈચ્છતા મિત્રો તેમના જ્ઞાતિ પટેલના ઘર તરફ જવાને રવાના થઈ ગયા.

## પ્રકરણ ૮ મું.

## માલુ ડોશી.

જગત હંમેશાં સારા અને નરસાથીજ ભરેલું હોય છે. જો બધુંય સારૂંજ જગતમાં હોત તો આ જગત પણ સ્વર્ગ કહેવાત પરંતુ જગતનીયંતાની રચાનાનુસાર હંમેશાં દરેક ચીજને કાળી અને ઉજળી બાજુ હોય છે તેમાં જગત પણ અપવાદરૂપ નથી.

જગતના સુત્રાનુસાર જયાં ગામ હોય છે ત્યાં ઢેડવાડો પણ હોયજ છે અને તે અનુસાર નીરૂપમાના ગામમાં પણ હતું.

આગળ આપણે જયારે ગંગાસમાન નીમંળ ગંગાનો દયાની દેવી તરીકે પરીચય કરી ગયા ત્યારે આજે આપણે તેનાથી ઉલટી એક રાક્ષસી કૃત્યો કરતી સ્ત્રીનો પરીચય કરવાનો છે.

દયાની દેવી ગંગા જયારે કોઇને દુઃખી જોઇ તેના હૃદયથી દુઃખી થતી હતી અને તેને દુઃખમાં તેનાથી બનતી મદદ આપવા પ્રયત્ન કરતી હતી ત્યારે આ પીશાચીણી સ્ત્રી કોઇને દુઃખી જોઇ અને દુઃખમાં તેને ગભરાયેલ સમજી તેને તેની દુઃખી સ્થીતીમાંજ ગભરાવી નાખી તેના પંજામાં કોઇ પણ રીતે ફસાવવા પ્રયત્ન કર્યા વીના રહેતી ન હતી.

દુઃખથી કંટાળેલો માણુસ આ સ્ત્રીના કહેવા પર વીશ્વાશ મુકી અંતે પાપની ગર્તામાં ગબડયા વીના રહેતો નહતો. જગતના સ્ત્રી પુરૂષોને કોઇ પણ યુક્તી પ્રયુક્તીથી તેની જાળમાં ફસાવવાનોજ તેનો મુખ્ય ઉદેશ હતો અને કેટલાયે ભોળા મનુષ્યોને ફસાવવામાં તે ફળીભુત થતી હતી.

આટલું વીવેચન કર્યાં પછી આપણે તેનો પરિચય આપવા પ્રય- ત્ન કરીશું.

વાંચક ! આ પીશાચીણીનું નામ માલુ ડોશી છે. જેનું વય પચાસને વટાવી સાઠના આંકડાને પહોંચવા ઠીક પ્રગતિ કરી રહ્યું છે છતાં પણ માલુ ડોશી પીશાચીક કૃત્યો કરવામાં પાછીપાની કરતી ન હતી અને તેનું કારણ એકજ હતું કે તે જે દેવમંદીરમાં દર્શનાથે જતી હતી તે મંદીરના મહારાજે તેને કહ્યું હતું કે મહારાજો અને મહંતરાજો હંમેશાં દેવના અવતારરૂપ હોય છે માટે તેમની આજ્ઞા પ્રમાણે ચાલવાથી તેમની ઇચ્છાને અનુકુલ થવાથી ભક્તજનોને સ્વર્ગ સુખના લ્હાવા મળે છે. માલુ ડોશી આ શબ્દોપર સંપુર્ણ ભરૂસો રાખતી હતી. તે મંદીરના મહારાજને સાક્ષાત પરમાત્મા માની પુજતી હતી અને બીજાઓ પાસે પુજાવવા પ્રયત્ન કરતી હતી એટલે જો એમ કહીએ કે તે મહારાજની પ્રચારીકા હતી તોપણ ચાલેજ.

સવારના પહોરમાં વહેલી ઉઠી તે દરરોજ દર્શનાથે જતી અને જો રસ્તામાં કોઇ તેને આડે ગયું તો પાછી સ્નાન કરતી ત્યારેજ જંપતી. આવી બાહ્યાચાર પાળનારી માલુ ડોશી હતી પરંતુ ભીતરકી તો રામજી જાણે તે પ્રમાણે આપણે જયારે આગળ ઉપર માલુ ડોશીનો અધીક પરિચય પામીશું ત્યારે જાણી શકીશું.

આ ઉપરથી તમે માલુ ડોશી વીશે જાણી ગયા હશો પરંતુ જો ન જાણી શકયા હો તો તમોને જણાવવું તે મને યોગ્ય લાગવાથી જણાવું છું કે વામમાર્ગીઓમાં જેવી રીતે કેટલીક બુઢી ડોસીઓ પરમાત્માનું નામ લેવાના બહાના નીચે મહારાજોની લાલસા પોશવાને તેનું હથીઆર બની દર્શનાથે આવનારી બહેનોને તેમની જાળમાં

ફસાવી મહારાજની વીષયબલીમાં બળી રૂપે હોમે છે અને હજારો નીર્દોષ યુવતીઓના શીયળનું લીલાંઉ કરાવે છે તેવીજ રીતની એક કુટણી કહીએ તોપણ ચાલે તેવી માલુ ડોશી હતી.

જગત જયારથી બન્યું છે ત્યારથી જગતનું સુત્ર છે કે સાચા બોલો માનવી નથુ" સત્ય બોકી કાઢતાં માણસને હંમેશાં કડવો લાગે છે પરંતુ પોતાની ઇચ્છા પુરી કરવા માનવીઓને તેમની જાળમાં ફસાવવાના કૃત્યો કરતાં નર રાક્ષસો અને રાક્ષસીઓનાં શબ્દોમાં હંમેશાં અમૃત ઝરતું હોય છે, અને આવા ઉપરછલા અમૃતના મોહમાં કંઇક માનવીઓ તેમની જાળમાં સપડાઇ તેમનો ભોગ બને છે.

માલુ ડોશી પણ આજ પંકતી માંહેની એક હતી. ટીલાટપકા કરવા, ગળામાં માળાના જુમખા પહેરી પ્રભાતના પહોરથીજ આ મંદીરમાંથી, આ મંદિરમાં ભમવું એજ તેનો વ્યવસાય હતો. બહારથી પોતાનું ધાર્મિક આચરણ બતાવી જનસમાજપર તેની છાપ પાડવા પુરતુંજ માલુ ડોશી આ બધું કરી રહી હતી. તેના બહારના ખાલી આડંબરમાં ભરમાઈ કેટલાયે નરનારીઓ પાયમાલ થઈ ગયા હતા. કેટલાક ધનવાનો ટુકડો રોટલો પણ ન મળે એવી સ્થીતિમાં આવી પડયા હતા. કેટલીક નીર્દોષ વિધવાઓના શીયળના લીલાંઉ સાથે ધનનું હરણ કરી અનેક વિધવાઓને ભીખ માંગતી કરી હતી.

નીરૂપમાની સાસુના મરણ પછી આ ચકોર માલુડોશીની આંખમાં નીરૂપમા ખુંચવા લાગી. તેને તેના પાસામાં સપડાવવાનો તે વિચાર કરવા લાગી. નીરૂપમાનું રૂપ સૌંદર્ય ભલભલાને આંજવાને સમર્થ હતું, આનો તે ઉપયોગ કરવા ઇચ્છતી હતી મતલબ કે માલુ ડોશી નીરૂપમાના રૂપ સૌંદર્યનું લીલાંઉ કરવા ઇચ્છતી હતી તેથી તે નીરૂપમા તરફ પ્રેમ બતાવવા લાગી.

વારંવાર નીરૂપમાને ઘરે જઇ સાસુના મરણુ પછી સંસારથી કંટાળી ગયેલી નીરૂપમાને ઉપદેશ આપવાનો ડોળ કરતી હતી. આવી રીતે નીરૂપમાને ઉપદેશ આપવામાં પણુ માલુ ડોશીનો કંઇક સ્વાર્થ હોવો જોઇએ કારણુ કે માલુ ડોશીનો સ્વભાવ સ્વાર્થ વિના બીજાની વાઢી આંગળીપર મુતરવા કહે તો મુતરે પણુ નહીં તે આપણી ઉક્તી અનુસાર હતી.

વારંવાર માલુ ડોશીના આવવાથી અને જ્ઞાનપુર્ણ ઉપદેશથી નીરૂપમાના હૃદયમાં માલુ ડોશી વિષે સારા વિચારો બંધાવા લાગ્યા. નીરૂપમા માલુ ડોશીને જુના જમાનાની શ્રદ્ધાવાન ભક્તાણી માનતી હતી, અને તેના કહેવાપર વિશ્વાસ મુકીને કાર્ય કરતી હતી.

નીરૂપમાનો વિશ્વાસ સંપુર્ણ મેળવી લીધા પછી એક દીવસ જ્યારે માલુ ડોશી નીરૂપમા પાસે આવી ત્યારે તે નીરૂપમાને ઉદ્દેશીને બોલી બેટા તારૂં ઉગતી જુવાનીમાં વિધવા થવું મારા હૃદયને કોરી ખાય છે. પરમાત્મા માથાના વાઢનારની દીકરીને પણુ વૈધવ્ય ન આપજો. બા, વિધવાપણું તો અતિ દોહ્યલું છે. અને તેમાંયે તારા જેવી કામદેવની રતિને પણુ સ્પર્ધામાં હરાવે તેવી અતુલ રૂપસુંદરી વિષે તો પછી પુછવુંજ શું ? કેટલીએ નીર્દોષ બાળાઓ યૌવનના મદમાં ન કરવાના કામ કરે છે તેના કરતાં તારૂં આવું વૈરાગ્યમય ચિત્ત જોઇ મને શાન્તિ થાય છે. પરમાત્મા તને દુન્યવી લાલસામાં ન ફસાવે આમ કહી થોડો સમય શાંન્ત રહ્યા પછી તે બોલી.

બહેન ! આમ ઘરમાં ને ઘરમાં ક્યાં સુધી ગોંધાઇ રહેશે ? બે ઘડી મારી સાથે દેવદર્શને આવે તો શું ખોટું છે. બહાર ફરવાથી તારા આત્માને પણુ શાન્તિ મળશે, ને દેવદર્શન પણુ થશે

જે આ ભવ સુધારવા જરૂરનો છે. બ્હેન આપણે વિધવાઓ માટે તો દેવદર્શન કરવા અને પ્રભુ સ્મરણમાં દીવસો ગાળવા તેજ યોગ્ય છે.

"તમોને ખોટું લાગે તો ભલે લાગે પરંતુ મારા પિતાજી સ્ત્રીઓ મંદિરમાં જાય, તેની વિરૂદ્ધ હતા. તેથી મને બાલ્યાવસ્થામાંથીજ દેવમંદિરો પ્રત્યે જે ધૃણા ઉત્પન્ન થયેલી છે તે હજુ સુધી કેમે કરી મારા હૃદયમાંથી નીકળતી નથી." નીરૂપમા બોલી.

એમાં તે વળી મને ખોટું શું લાગવાનું હતું? તારા માતા પિતાએ પણ તને જે શિક્ષણ આપ્યું હશે તે તારા લાભનુંજ આપ્યું હશે તેમાં શંકાને સ્થાન હોઇ શકેજ નહિં. પરંતુ અમે તો જુના જમાનાના માણુસો દેવદર્શન કરી પરમાત્માની ભક્તિ કરવાનું સમજીએ. અમે કંઇ ભણેલાં ગણેલાં છીએ તે કંઇ વાંચીએ કે કંઈ સમજી શકીએ. અમો તો શ્રદ્ધાપૂર્વક ભક્તિ કરવાનું સમજીએ બ્હેન! તારી જો મંદિરમાં દર્શનાર્થે આવવાની ઇચ્છા ન હોય તો હું પણ તને તારી અનિચ્છા હોવા છતાં દર્શનાર્થે આવવાની વિરૂદ્ધ છું, કારણ કે ભગવાન તો ભાવના ભુખ્યા છે. માણુસ જો ભાવપૂર્વક તેની સેવા કરે છે તોજ મીઠા મેવા પામે છે. આમ કહીને નીરૂપમાની રજા લઇ માલુ ડોશી તેના ઘર તરફ જવાને રવાના થઇ ગઇ.

માલુ ડોશી જતાં જતાં તેના મનમાં બોલવા લાગી "છોકરી જણાય છે તો ચતુર પરંતુ કેટલીક વાર જેમ ચતુર મનુષ્યજ ફસી જાય છે તેમ આમાં પણ બનવું સંભવિત છે." આમ કહી પાછી તે કંઇક વિચાર કરવા લાગી. છેવટે દૃઢ નિશ્ચય કરતાં તે બોલી "તે ક્યાં જવાની છે આ માલુ ડોશીની પાથરેલી જા-

ળમાંથી હજુ સુધી એકે માછલું છટકી શક્યું છે કે તે છટકી જશે? આજે નહી તો કાલે અને કાલે નહીતો બે દીવસ પછી તે મારી જાળમાં ફસાશે આવી રીતે તેની જાળમાં ફસાવવાના અવનવા વિચારો કરતી માલુ ડોશી તેના ઘરે આવી પહોંચી.

માલુ ડોશીના ગયા પછી નીરૂપમા પણ તેના હૃદય સાથે બોલવા લાગી કે "નીરૂપમા તું આ શું કરી રહી છે. જે ભલી બાઇ તારી પર પુત્રી સમાન પ્રેમ રાખી તારી સંભાળ રાખે છે તેનુંજ તું અપમાન કરી રહી છે. શું તું આ યોગ્ય કરે છે? નહી. માલુ ડોશીનો તીરસ્કાર કરવો તે મને યોગ્ય જણાતુ નથી. ત્યારે શું માલુ ડોશી સાથે મંદીરમાં દર્શનાર્થે જવું" આવી રીતે નીરૂપમા વીચારના વમલમાં અટવાયા કરતી હતી તેવામાં તે પાછી બોલવા લાગી.

"નીરૂપમા! જે શીક્ષણ તારા માતાપિતાએ આપ્યું છે તેનાપર પાણી ફેરવીશ કે? શું તારા માતાપિતા અક્લહીન હતા કે તને એવું શીક્ષણ આપી ગયા? દેવમંદીરમાં દર્શનાર્થે નહી જવાનું કહેવામાં પણ કાંઇ હેતુ સમાયેલો હશે નહીંતર તેઓ તેમની પુત્રીને આવી આજ્ઞા શા માટે કરત?"

આવી રીતે વિચારની પરંપરામાં કયો માર્ગ ગ્રહણ કરવો તે તેને સુઝતું નહતું તેનું ચીત્ત ઘડીકમાં આ બાજુ અને ઘડીકમાં આ બાજુ ઘુમ્યા કરતું હતું છતાં કયો રસ્તો ગ્રહણ કરવો તે રસ્તા પર તે આવે તે પહેલાં તો નીરૂપમા નીંદ્રાદેવીને શરણ થઇ નસ્કોરાં બોલાવવા લાગી.

# પ્રકરણ ૯ મું.

## જોહુકમીનું જોર.

આપ ખુદ અને જોહુકમી સતાનું પોશણ કરવાને અહનીંશ મથતો જ્ઞાતી પટેલ શંભુપ્રસાદ અનેક નીર્દોષ જ્ઞાતીજનોને તેની આપખુદ સતા અને જોહુકમી વધારવાની લાલસામાં કચડયે જતો હતો અને તેની આપખુદ અને જોહુકમી સતાની સાથે તેની પટેલાઇને જો તે મજબુત કરવા ઇચ્છતો હોય—જો તેની પટલાઇના મુળને ઉંડા નાખવા ઇચ્છતો હોય તો દરેકને દબડાવી, સતાનું જોર બતાવી કોઇ પણ યુક્તિ પ્રયુક્તિથી તેને દાબમાં રાખવાના મીથ્યા પ્રયાસો કરવાના વિચારોનું સેવન કરતો બેઠો હતો.

તેવામાં તેનો આશ્રીત—તેનાજ જોર પર તાગડધીન્ના કરી ગરીબ જ્ઞાતિજનોને દબાવી પટાવી જ્ઞાતિ બહીષ્કારનો ડર આપી તેના કોઇ કુટુંબી કે સગાવહાલાના અપકૃત્યોના દાખલા આપી ગરીબ નીર્દોષજનોને ધનરૂપી મધથી ચુસી તેનું પેટ ભરતો જટીલ જમનીયો ત્યાં આવી પહોંચ્યો અને જ્ઞાતિ પટેલ શંભુપ્રસાદને વિચારમગ્ન દશામાં બેઠેલો જોઇ તેની ખુશામદ કરતો બોલ્યો.

"શંભુપ્રસાદભાઇ ! એવા તે શું જટીલ અને ગહન વિચારના વિવટરણમાં પડયા છો કે તમારા મોંપર પણ શોકની છાયાનું વાતાવરણ છવાઇ રહ્યું છે ? જો તે બીના મને જણાવવામાં તમોને કોઇ પણ જાતની હરકત ન હોય અને અત્યાર સુધી તમારી બજાવેલી સેવાથી જો તે બીના જાણવાનો આ સેવકને હક હોય તો તે જણાવવા કૃપા કરશો તો આ સેવક યથાશકય તમારી મુંઝવણ ટાળવાનો પ્રયત્ન કર્યા સીવાય નહીં રહે.

ખુશામદી–જમનીયાના આ શબ્દો સાંભળી શંભુપ્રસાદ શેઠ તેના પ્રત્યે બોલ્યા "ભાઇ! તમોએ જે કાર્ય અત્યાર સુધી બજાવ્યાં છે તે પ્રશંસનીય છે. અત્યાર સુધી તમોએ મારા જમણા હાથ તરીકે કામ બજાવ્યું છે તે સત્ય છે પરંતું હું ધારૂં છું કે જે કામના લીધે–જે કાર્યે, મને ચીંતામગ્ન બનાવ્યો છે તે કાર્ય પુર્ણ કરવું અને મને ચીંતામાંથી મુક્ત કરવો તે તમારા માટે અશકય છે. અસંભવીત છે, તમારી શક્તિની બહાર છે.

"હજુ તમોને મારી શકિત મારી કાર્ય પદ્ધતીનો સંપુર્ણ ખ્યાલ નહીં હોવાથીજ તમો આમ બોલો છો પરંતુ જયારે મારી અભેદ શકિતનો તમોને યથાર્થ ખ્યાલ આવશે ત્યારે તમો પણ આશ્ચર્ય-ચકીત બનીને આ બીનાથી મને વાકેફ નહીં કરવા માટે પસ્તાશો. તેથીજ હું તમોને પાછળથી પસ્તાવાનો સમય ન આવે તે માટે જણાવવાની રજા લઉં છું કે એવું તે શું કાર્ય છે કે જે તમો મને કહી શકતા નથી. હું તમોને ફરીથી તમો જે કાર્યને લીધે ચીંતામગ્ન બન્યા છો તે જણાવવાની અરજ કરૂં છું."

શંભુપ્રસાદ પટેલ જમનીયાની આત્મશ્લાઘા સાંભળીને મનમાં તેના પ્રત્યે ગુસ્સો આવ્યો, પરંતુ જમનીયો તેમને તેની લાલસા પુરી પાડવા તેમની સતા અને જોહુકમીના પાયા મજબુત કરવામાં ઘણોજ ઉપયોગી હોવાથી તેમનો ક્રોધ દબાવીને જમનીયા પ્રત્યે બોલ્યા. "તારામાં આ વીસમી સદીના યુગમાં પ્રગતિ કરી આગળ ધપ્યે જતા નવયુવકોને દબાવી દેવાની શકિત–જોમ છે? તું નથી જોતો કે દીવસે દીવસે ન ઇચ્છવા યોગ્ય કાર્યો થઇ રહ્યા છે. દિનપ્રતિદિન આપણી પટલાઇ પર અન્યજનો તરફથી કુઠારાધાત થઇ રહ્યા છે. કહે–

બોલ આ ડગમગતી પટેલાઇને રક્ષવાની તારામાં શકિત છે ? આ ધ્વંસની અણીપર આવી પહોંચેલ મારા બાબાપની જોહુક-મી અને સત્તાની સાથે અમારી પટલાઇનો નાશ કરવાના કેટલાક મનુષ્યો પ્રયત્ન કરી રહ્યા છે, તે સર્વને શું તું જેર કરી શકશે ? " આ પ્રમાણે જણાતી શંભુપ્રસાદ શેઠ જમનીયાના ઉતરની રાહ માટે આતુરતાપુર્વક તેના મ્હોં તરફ જોઇ રહ્યા.

"અરે શંભુપ્રસાદભાઇ એમાં તે શું ગભરાઇ જાવ છો. તેવા ચાંચડોને તો હું એક પળમાં ચોળી નાખું તેમ છું. જુઓ તમો જો મારી સલાહ પ્રમાણે કરવાનું વચન આપો તો તે વીસમી સદીના નવયુવાનો કે બીજાઓની શું મજાલ છે કે તમારી સામે એક શબ્દ પણ ઉચ્ચારી શકે ? શંભુપ્રસાદ શેઠ જેટલા તે વીસમી સદીના સુધારાવાલા છે તેના કરતાં અધિક અભણ, અજ્ઞાન અને ગાડરીયા પ્રવાહ માફક આપણી પાછળ ઘસડાવા છતાં આપણી જોહુકમી પોષનારો વર્ગ છે. તે માટે ચીંતા કરવાની કંઇ જરૂર નથી.

"જો કે તમારૂં કહેવું સત્ય છે પરંતુ આ અંધ વિશ્વાસુ આપના કુવામાં ડુબી મરનારાઓને પણ તેના પક્ષમાં ખેંચવાને સામા પક્ષનો એક મહારથી મહાન પ્રયત્ન કરી રહ્યો છે તેનું શું ?"

"તેનાથી ડરવાની કાંઇ જરૂર નથી, તે બીચારો શું કરવાનો હતો. જો વધુ બકબકાટ કરે તો તે આપણીજ જ્ઞાતિમાં હોવાથી તેને દમ, શમ ભરાવીને આપણે દાબી દેવા પ્રયત્ન કરવો." જમનીઓ બોલ્યો.

"તે તો બધું ઠીક છે, પરંતુ અત્યાર સુધી અમો પટેલીઆ હોવા છતાં જે અનુપમ કાર્ય કરી શક્યા નથી તે કાર્ય કરીને અમારી પટેલાઇપર મેખ મારવા ઇચ્છે છે તે શું પ્રશંસનીય છે

તેને તે કાર્ય કરતાં અટકાવવા આપણે પ્રયત્ન કરવો જોઇ જો તે આપણું કહ્યું ન માની તે કાર્ય કરવાને કટિબદ્ધ થાય આપણી પટેલાઇનો મોભો રક્ષવા આપણે તેને દાબી દેવા પ્રય કરવો જોઇએ અને એટલે સુધી કે તેને જ્ઞાતિ બહાર તેના એ ઘરે રહેવાનો પ્રસંગ આવી પડે. તેમ કરવાથી તમારી પટેલાઇ સત્તા નભી રહેશે તેમ મને જણાય છે. જો આ માણસને એક વ દબાવી દો તો આ ઉછળતો જ્વાળા સદાને માટે બંધ થઇ ગયો તેમજ સમજજો અને જો તેને તમો દાબી નહીં શક્યા તો સ સાથે તમારી પટેલાઇના, તમારી જોહુકમીના બારજ વા ગયા જાણજો.

"તે બધું હું જાણું છું, અને તેથીજ તે માટે શું ઉપા યોજવા તેની તારી પાસે સલાહ માગું છું ને?"

આવી રીતે જ્ઞાતિ પટેલ અને જમનીયા વચ્ચે વાતચીત ચાલ હતી તેવામાં યુવક મંડળનો પ્રમુખ જ્યોતિન્દ્ર અને મંત્રી પ્ર ત્યાં આવી પહોંચ્યા. જ્યોતિન્દ્ર અને પ્રમોદને જોતાંજ શંભુપ્ર જમનીયાના કાનમાં બોલ્યાઃ "જોયું આ જ્યોતિન્દ્રે આપણી સ ગામના નવયુવકોને ઉશ્કેરવા યુવક મંડળ રાખ્યું છે અને તેમાં પ્રમોદ તેને સ્હાય કરી રહ્યા છે તેને પણ આપણે આપણી જોહુ મીનો સ્વાદ ચખાડવો જોઇએ."

પરંતુ તમો ભૂલતા હો તેમ જણાય છે. જે માણસ તમારી પટેલાઈની જોહુકમીનો દોર તોડવા પ્રયત્ન કરે છે તે માણસ તો જ્યોતિન્દ્રનો સાળો છે તે તો તમે જાણતાજ હશો. તમે જો પેલા માણસને ન દબાવી શકો તો જ્યોતિન્દ્રને દબાવવો તો આકાશ કુસુમવત્ છે, કારણ કે જ્યોતિન્દ્રના પક્ષમાં ગામનું યુવક મંડળ છે. જમનીયાએ કહ્યું.

તું ખરેખરો મૂર્ખો હોય તેમજ જણાય છે. ભલેને જ્યોતિન્દ્રને તેના બનેવીનો ટેકો હોય પરંતુ તેનો બાપ તો જુના જમાનાનો ૩૬ હોઇને આપણા પક્ષનો છેને! તેને દબાવવો તેમાં શું મુશ્કેલ છે?

એમાંજ તમો ભૂલ ખાઓ છો. આવી બાબતમાં જ્યોતિન્દ્ર તેના બાપથી દબાય તેમ નથી. આમ કહી તે જ્યોતિન્દ્ર પ્રત્યે બોલ્યો. જ્યોતિન્દ્રભાઇ આજે ઘણા દિવસે તમારા આપણા જ્ઞાતિ પટેલને ત્યાં પગલાં થયાં તે તમારૂં સદ્દભાગ્ય કહેવાય. શું આશાએ શંભુપ્રસાદભાઈ પાસે આવ્યા છો? જો કોઇને જ્ઞાતિમાં લેવાની કે જ્ઞાતિ બ્હાર મૂકવાની ભલામણ કરવી હોય તો તમારી અરજ સ્વીકારવાને તૈયાર છે.

શું તમો પોતે તમારી જાતે આવોને શંભુપ્રસાદભાઇ તમારી અરજની અવગણના કરે કે? અને તેઓ અવગણના કરે પરંતુ હું કરવા દઉં તેવો છું? હું તમારા પિતાજીનો મિત્ર છું એટલે તમારૂં કાર્ય પૂર્ણ કરવામાં મદદ આપવી તે શું મારી ફરજ નથી?

"કેમ નહીં સારા કાર્યમાં એવો કોણ અભાગી હશે કે મદદ નહીં કરે. જો શંભુપ્રસાદભાઇ જેવા જ્ઞાતિના આગેવાન જ્ઞાતિ સુધારણા કરવા પ્રયાસ નહીં કરે તો કોણ કરશે. પરમાત્માએ તમારા તથા શંભુપ્રસાદભાઇના હૃદયમાં આવા સારા વિચારો સુઝાડયા તે માટે હું

પરમાત્માનો આભારી છું. તેમાંયે તમો તો મારા પિતાના મીત્ર હોવાથી મારૂં કાર્ય પૂર્ણું કરવામાં મને મદદ કરવાને તમારી ફરજ સમજો છો. ત્યારે શું તમે મને મારા કાર્યમાં મદદ કરશો ?

જ્યોતિન્દ્રના આ શબ્દો સાંભળી તેને તેના પાસામાં ફસાવવો યોગ્ય છે, તેમ ધારી જ્યોતિન્દ્ર અને શંભુપ્રસાદ પટેલ બંને એકી સાથે બોલી ઉઠયા અવશ્ય તેમાં વળી શંકાને સ્થાનજ ન હોય.

"તમો આ તમારા હૃદયમાંથી બોલો છો કે મોઢેજ મીઠું બોલનારા છો" પ્રમોદ બોલ્યો.

"એ તો કાર્ય પાર પાડયા વિના કેમ જાણી શકાય પ્રમોદ !" જ્યોતિન્દ્રે કહ્યું.

જ્યોતિન્દ્ર તથા પ્રમોદની આ વાતચીત સાંભળી નક્કી આ બન્ને જણા ઉંડા પાણીમાં છે તેનો ભેદ પામી જતાં શંભુપ્રસાદ બોલ્યો એ બધું તો ઠીક, તમો કયા કાર્ય માટે આવ્યા છો તે જણાવ્યા પછી આપો આપ જણાઇ આવશે. તમો વીસમી સદીના યુવાનો છો જ્ઞાતિપ્રથા અમારી પટેલાઇ અને અમારી સત્તાનો જરાપણ લોપ નહીં થતો હોય તો અમો તમોને કોઇપણ પ્રકારની મદદ કરવાને તૈયાર છીએ, માટે તમો જે કારણને લીધે અહીંઆ આવ્યા હોય તે જણાવો.

શંભુપ્રસાદના આ શબ્દો સાંભળતાંજ જ્યોતિન્દ્ર તેના હૃદયમાં બોલી ઉઠયો, ખરેખર ! હિંદુ સમાજની ઉન્નતિના દિવસો નજદીક આવ્યા હોય તેમ જણાય છે. નહિંતર જ્ઞાતિના આગેવાનની જોહુકમી અને સત્તાના પ્રબળ દોરમાં રચ્યો પચ્યો રહેતો માનવી યુવક મંડળ કે જેનો હું પ્રમુખ છું અને જેનો ઉદ્દેશ સમાજના સડાઓનો નાશ

ો હિંદુ સમાજને એકત્રીત કરી પુનઃ પ્રગતિના પંથે ચડાવવાનો
 તેના પ્રત્યે આવા શબ્દો ઉચ્ચારેજ નહિં. ઓ દયામય દેવ !
રી કરૂણા અપાર છે. જો તું ધારે તો અત્યારે મૃત્યુવશ પડેલી
રી આર્ય જાતિને પુર્વવત્ ચેતનવંતી કરવા આવા જ્ઞાતીના
ાગેવાનોના હૃદયમાં કાંઇ અવનવી પ્રેરણા કરી શકે તેમ છે. તું
ાર્ય જાતીને ઉન્નતીના માર્ગે કે વિનાશના માર્ગે લઇ જવા
્છતો હશે તે તારા વિધીના વિધાનને હું પામર મનુષ્ય કેવી રીતે
ણી શકું ?" આમ કહી થોડો સમય વિચારમાં વ્યતિત કર્યા પછી
 શંભુપ્રસાદ પ્રત્યે બોલ્યો. "પરમાત્માએ જ્ઞાતિના કલ્યાણાર્થે તમને
્મતી આપી, તેજ તે દયાનિધીની કરૂણા છે. નહિંતર તમારા
ા પોતાની સત્તાના દોરને જમાવવા જતાં પોતાનો સ્વાર્થ સાધવા
ાં બીજાના હીત અહીતની દરકાર ન કરનાર જ્ઞાતિ આગેવાનના
યમાં આવા શુભ વિચારો આવેજ ક્યાંથી ?"

શંભુપ્રસાદભાઇ ? જ્યારે આપણા સમાજમાં હજારો વિધવાઓ
ડા રોટલા માટે કરગરી રહી છે. હજારો કેળવણી લીધેલા
યુવાનો રોટલાના ટુકડા માટે ફાંફાં મારી રહ્યા છે અને હજારો
યુવાનો તથા વિધવાઓ ફક્ત તેમનાં પેટનો ખાડો પૂરવાજ
ર્મીઓની ઇંદ્રજાળમાં ફસાઈ વિધર્મીઓના ધર્મને અંગીકાર કરે
તે સમયે શું જ્ઞાતિ ભોજન કરી પૈસાનો દુરઉપયોગ કરવો ઇષ્ટ
? અમો તમોને જ્ઞાતિ ભોજનની પ્રથા બંધ કરી તેનાં નાણાં
 આપણી આર્ય જાતીના નવયુવાનોને કાંઇ જીવનમાર્ગ ચલાવવા
ૃનારૂપ થઇ પડે તેવું શિક્ષણ મળવાનો પ્રચાર કરવામાં આવે
ે વિધવાઓને તેમનાં ભરણપોષણ માટે સાધનોની માહિતી

આપી તેમના પોષણના પાઠો પઢાવવામાં આવે તો મારી માન્યતા છે કે અધોગતિની ગર્તામાં પડેલો હિંદુ સમાજ ફરીથી ચેતનવંતો બની આર્યવર્તના જય જયકાર ચોદિશામાં ફેલાવે તે શું તમોને ષ્ટ નથી લાગતું ?"

જ્યોતિન્દ્રના આ શબ્દો સાંભળતાં શંભુપ્રસાદ અને જમનીયો બન્નેએ તેમની જોહુકમી અને અન્યાયી સત્તાનો નાશ થતો જોયો તેથી તેઓ બન્ને પ્રત્યે બોલ્યા. "જ્યોતિન્દ્ર ! તું આ શું કરી રહ્યો છે ? તારા જેવો જ્ઞાતિમાં સારો નવયુવાન કોઇ નથી તું તો આપણી જ્ઞાતિનું નાક છે. તને આ ભૂત ક્યાંથી વળગ્યું."

શંભુપ્રસાદના આ શબ્દો સાંભળતાંજ પ્રમોદનો પીત્તો ઉછળી આવતાં તે બોલ્યો 'તમે જ્ઞાતિના આગેવાનોજ સમાજનું સત્યાનાશ વાળો છો. જ્યારે તમારા જેવા પાખંડી જોહુકમીનું જોર ચલાવનારા, પક્ષાપક્ષી કરી નિર્દોષ ગરીબોના ગળા રહેંશનારા જ્ઞાતિના આગેવાનોનો નાશ થશે, જ્યારે તમારી જોહુકમી સત્તા તૂટી જશે ત્યારેજ સમાજ ઉન્નતિના માર્ગે ચડશે. પરંતુ જ્યાં સુધી તમારા જેવા પાખંડીઓ હિંદુ સમાજમાં પડયા છે ત્યાં સુધી તેનો ઉદય તો તદ્દન અસંભવિત્ છે.'

"ઠીક છે હું પણ જોઉં છું કે મને ગુસ્સે કરવાથી તને કેવા વિપત્તો ભોગવવાં પડશે. મારૂં અપમાન કરનાર પ્રમોદ તેં આજે તારાપર મારો કોપ વ્હોરી લીધો છે. જ્યોતિન્દ્ર હું તમારૂં કંઇ સાંભળવા ઇચ્છતો નથી. જાવ મારા ઘરમાંથી એકદમ ચાલ્યા જાવ અને આવતી કાલે તમોને મારી જોહુકમીના જોરનાં કેવાં ફળ

ચાખવાં પડે છે તે જો જો" આમ કહી શંભુપ્રસાદ જમનીયાને લઇને ત્યાંથી ચાલ્યા ગયા.

જ્યોતિન્દ્ર અને પ્રમોદ કે જેણે સમાજ સુધારણા કરવા જતાં જે સંકટ આવી પડે તે સહન કરવાનો નિશ્ચય કર્યો હતો તે જ્ઞાતિનો આપખુદ વર્તન ચલાવનારો—હજારોને તેની જોહુકમીના જોરમાં કચડી નાંખનારો હજારો મનુષ્યોને તેમની સત્તાનો દોર બતાવી તેમની પાસેથી ધનની લાંચ લઇ તેમના ધનપર તાગડધીન્ના કરનારા જ્ઞાતિ આગેવાનોના પાસા અવળા કરવા તેમનો દોર ઓછો કરી જ્ઞાતિને ઉન્નતિના માર્ગે લઇ જવાના પ્રયત્નો કરતા તેમના ઘર તરફ ચાલ્યા ગયા.

---

# પ્રકરણ ૧૦ મું.

## દેવ મંદીરે.

માલુ ડોશીની સાથે દેવ મંદીરે જવું કે નહી તે વીશે વિચાર સાગરમાં ગોથા ખાતી નીરૂપમા તેના હૃદયમાં કાંઈ અવનવા વિચાર કર્યા જતી હતી. દેવમંદીરમાં જવું કે ન જવું તે પ્રશ્ન એક કોયડા રૂપે તેની નજર સમક્ષ તરવરી રહ્યો હતો. દેવમંદીરમાં શા માટે ન જવું તેવા વિચારો કરતી નીરૂપમા તેના મનમાં બોલવા લાગી.

દેવમંદીરમાં જવામાં શું પાપ હશે? શા માટે દેવમંદીરમાં ન જવું જોઇએ? દેવમંદીર કે જયાં જવાથી મનુષ્યના હૃદયમાં ત્યાંના પવિત્ર વાતાવરણથી પવિત્ર વિચારો આવે છે જ્યાં પરમાત્માના શ્રવણ અને સ્તવનમાં ચીત્ત એકાકાર થઇ જાય છે ત્યાં જવામાં શું ગેરફાયદો હશે? મારા પીતાજી મારી માતાને શા માટે દેવમંદીરમાં ન જવાનો વારંવાર ઉપદેશ આપતા હતા? શું દેવમંદીરમાં જવાથી કાંઇ નુકશાન થતું હશે? ખરેખર! તેમજ હોવું જોઇએ નહીંતર મારા પીતા શા માટે દેવમંદીરમાં જવા માટે ના પાડે.

દેવમંદીર કે જેમાં અખંડ શાન્તીનો નીવાસ હોય છે. દેવમંદીર કે જયાં જતાંજ દરેક મનુષ્યના ચીતાત્મા પવિત્ર બની ઇર્ષા, અસુયા અને રાગ દ્વેષને ભુલી જવામાં સહાનુભુતી અપાવવામાં મદદરૂપ નીવડે છે તેવા સ્થળે જવાની શા માટે મારા પીતાએ અવજ્ઞા કરી હશે? શા માટે તેઓ ત્યાં જવાને તુચ્છકારતા હશે? શું તેઓને તેને લીધે કાંઇ ખમવું પડયું હશે કે તેને માટે તેઓ દેવમંદીરમાં જવાની સર્વને અવજ્ઞા સંભળાવતા હતા? અવશ્ય તેવું

કાંઇ હોવુંજ જોઇએ જો તેઓ આ સમયે જીવંત હોત તો તેમની આ અવજ્ઞાનું કોઇ કારણ પણ જાણી શકાત પરંતુ કુભાગ્યે તેઓ પણ આ અસાર સંસારમાંથી રવાના થઇ ગયા છે. "હવે મારે શું કરવું ? પીતાની આજ્ઞાનું પાલન કરવું કે મારી તરફ પુત્રી સમાન મમતા ધરાવતી માલુ ડોશીની ઇચ્છાનો ઇનકાર કરવો ? મારા માથે તો ધર્મ સંકટ આવી પડયું છે પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા માટે મારૂં અંતઃકરણ મને સાફ સાફ ના પાડે છે ત્યારે શું મારા તરફની માલુ ડોશીની સહાયતા ગુમાવી બેસવી ?"

અવશ્ય તેમ કરવુંજ પડશે. કારણકે જયાં સુધી હું જાણું છું ત્યાંસુધી માલુ ડોશીનો સ્વભાવજ એવો છે કે જો કોઇ તેના કહેવા-ને અમાન્ય કરે છે તો માલુ ડોશી તેના પ્રત્યે જેટલો સ્નેહભાવ દયા અને મમતા ધરાવતી હોય છે તેટલીજ ઉલટી તેનાપર ક્રોધે ભરાઇ તેનું અહીત કરવાના પ્રયત્ન કર્યા સીવાય રહેતી નથી. આમ બોલતાં બોલતાં તે થોડા સમયને માટે વિચાર મગ્ન બની.

થોડો સમય આવી રીતે વિચાર કર્યા પછી તે એકાએક બોલી એજ, એજ નીશ્ચય. માલુ ડોશીને ખરાબ લાગતું હોય તો ભલે લાગે પરંતુ પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને હું કદાપી દેવમંદીરે માલુ ડોશી સાથે જવાની નથી. પિતાજી કહેતા હતા કે સ્રીઓને દેવમંદી-રે જવાની જરૂર નથી કારણ કે સ્રીઓને તો પતી એજ પરમેશ્વર છે, તેનું યજન ભજન કરવું તે પરમાત્માની સેવા કરવા બરાબર છે. તેની સેવા થાય તેવા પ્રયત્નો કરવા તેમાંજ સ્રીઓનો મોક્ષ છે. ઘરમાં પરબ્રહ્મ સ્વરૂપ પતીદેવ બેઠા હોવા છતાં તેનું પુજન કરવાનું છોડી તેની સેવા કરવાનું તજી શા માટે નકામા દેવમંદીરોમાં

ધક્કા ખાવા જોઇએ. આમ બોલતાં બોલતાં પાછી વિચારમગ્ન બની ગઇ.

થોડો સમય આવી રીતે વિચારમાં તલ્લીન રહ્યા પછી તે પાછી બોલવા લાગી. ખરેખર ! પિતાજીનાજ શબ્દે શબ્દમાં નર્યું સત્ય તરવરી રહેલું જણાય છે. પતીની તો સેવા પણ ન કરવી, તેના શરીરની કાળજી ન રાખતાં દર્શનાર્થે મંદીરમાં આમતેમ દોડાદોડ કરવાથી શું શ્રેય થવાનું છે ? નહીજ આવી રીતે પોતાના હૃદયમાં માલુ ડોશી સાથે દેવ મંદીરમાં નહીં જવાનો દ્રઢ નીશ્ચય કરીને નીરૂપમા તેના ઘરમાં બેઠી હતી તેવામાં ત્યાં માલુ ડોશી આવી પહોંચી પરંતુ વિચારમગ્ન નીરૂપમા માલુ ડોશીના આગમનને તે ધ્યાનમગ્ન હોવાથી કાંઇ જાણી શકી નહીં.

માલુ ડોશી પણ નીરૂપમાને કંઇ ગહન વિચારમાં પડેલી જોઇ તેના પ્રત્યે બોલી: નીરૂપમા શાના વિચારો કરી રહી છે ? બેટા ! તારા જેવી કોમળ બાળાએ વિચારના સાગરમાં ગોથા ખાવાની કંઇ જરૂરજ નથી. તારા જેવી નવયુવાન બાળાઓએ તો અમારા જેવા વૃધ્ધોના વચનમાં વિશ્વાસ રાખવો જોઇએ, બેટા ! શું વિચાર કરે છે ? આમ કહી નીરૂપમાની છેક નજીક જઇને વિચારમગ્ન નીરૂપમાની પીઠપર હાથ ફેરવવા લાગી.

પોતાની પીઠ કોઇનો હાથ ફરતો લાગવાથી નીરૂપમા એકાએક તેની વિચારમગ્ન દશામાંથી ઝબકી ઉઠી અને ત્યાં માલુ ડોશીને જોતાંજ તે બોલી: " તમો કયારના આવ્યા છો ?"

"હમણાંજ આવી છું. પરંતું તું શું વિચાર કરતી હતી નીરૂપમા !" માલુ ડોશીએ પૂછ્યું.

માલુ ડોશીનો આ પ્રશ્ન સાંભળી તેને સર્વ હકીકતથી વાકેફ કરવાનો નિશ્ચય કરી નીરૂપમા તેને અથથી ઇતિ સુધીની હકીકત જણાવી દેવા ઇચ્છતી હતી. એવામાં તેના આત્મામાંથી અવાજ આવ્યો: "નીરૂપમા ! આ શું કરી રહી છે ? જે તારા પ્રત્યે અનુપમ સહાનુભૂતિ ધરાવે છે તેની શું સહાનુભૂતિ તું ગુમાવવા ઈચ્છે છે ?" અંત:કરણના આવા ઉદગારોને માન આપી નીરૂપમા માલુ ડોશીને કંઇ ન જણાવવાનો નિશ્ચય કરી ચુપચુપ બેસી રહી.

નીરૂપમાને ચુપ બેસી રહેલી જોઇ માલુ ડોશી બોલી: કેમ, નીરૂપમા ! આમ અસ્વથ કેમ બેઠી છે ? શરીર તો સારૂં છેને ?

"શરીર તો સારૂં છે. એ તો હું અમસ્થીજ આમ બેઠી છું. તમો કેટલા બધા દયાળુ છો ? મારા જેવી એક માતાપિતા વિહોણી પતિદેવથી ત્યજાએલી નિરાધાર વિધવા પ્રત્યે તમો કેટલી બધી સહાનુભૂતિ દર્શાવો છો ? પરમાત્મા તમારૂં કલ્યાણ કરશે. મારા શરીર વિષે ચિંતા કરવાની કંઇ જરૂર નથી. ડોશીમા ! તમે તો સાક્ષાત દયાના સાગર છો." નીરૂપમા બોલી.

"બ્હેન ! એમાં તે હું શું કરૂં છું કે તું આમ બોલે છે ! હું જે કંઇ કરૂં છું તે એક મનુષ્ય માત્રની ફરજરૂપે જે કંઇ કરવાનું છે તેજ કરી રહી છું. તેનાથી અધિક કંઇપણ કરતી નથી નિરાધાર, અસહ્ય મનુષ્યોને મદદ કરવી તે સઘળા મનુષ્યોનો ધર્મ છે. નીરૂપમા ! અમારા ગુરૂ મહારાજ તો સદા સર્વદા સર્વને દુ:ખ પિડિતો પ્રત્યે સહાનુભૂતિ ધરાવવાનોજ ઉપદેશ કરી રહ્યા છે, તેઓ પણ દુ:ખ પિડિતના દુ:ખો ટાળવા અહર્નિશ પ્રયત્ન કરી રહ્યા છે." નીરૂ

પમા પ્રત્યે માલુ ડોશી નીરૂપમાને તેની જાળમાં ફસાવા માટે માયાવી જાળ વીસ્તાર કરતી બોલી.

"તમારા જેવા ધર્માત્મા જ્યારે અન્યના દુ:ખો ટાળવા પ્રયત્ન નહીં કરે તો કોણ કરશે ? તમો તો સાક્ષાત દયાનાજ દેવી છો." નીરૂપમા બોલી.

નીરૂપમાને તેની જાળમાં સપડાએલી જોઈ માલુ ડોશી તેના પ્રત્યે બોલી: ઠીક ત્યારે હવે હું જઈશ. બેટા નીરૂપમા હું જાઉં છું.

"બેસોને, હમણાંજ આવ્યા છો ને એટલીવારમાં કેમ જવા લાગ્યાં. બેસો બેસો એ તો જવાશે." નીરૂપમાએ કહ્યું.

નીરૂપમાને તેની જાળમાં ફસાવવાનો યોગ્ય સમય આવી પહોંચેલો જોઈ માલુ ડોશી બોલ્યા. નહીં, બ્હેન ! હવે તો હું જઈશ. હજુ તો મંદિર દર્શન કરવાનેયે નથી ગઈ. તું બેસવાનો આગ્રહ કરે છે અને મને પણ અહીં તારી પાસે બેસી રહેવાની ઘણીએ ઇચ્છા થાય છે પરંતુ શું કરૂં હજુ તો મંદિર પણ નથી ગઈ તેથી લાચાર છું. કેમ તારે દર્શન કરવા આવવું છે ? પોતાની જાળ બીછાવતાં માલુ ડોશી બોલી.

માલુ ડોશીના આ શબ્દો સાંભળતાંજ નીરૂપમાના હૃદયમાં ભયંકર યુદ્ધ મચી રહ્યું, જવું કે ન જવું તે વિચારોનું તેના હૃદયમાં દ્વંદ્વ યુદ્ધ થવા લાગ્યું. છેવટે ન જવાના વિચારે તેના હૃદયપર વિજય મેળવ્યો; તેથી તે માલુ ડોશી પ્રત્યે બોલી: શા માટે નકામા ખોટી થાવ છો ? તમો ખુશીથી જાવ. આજે મારૂં ચિત્ત સ્વસ્થ નથી તેથી હું નહિ આવું, વળી કોઈક દિવસ આવીશ.

નીરૂપમાનો આ ઢચુપચુ જવાબ સાંભળી માલુ ડોશીના હૃદયમાં જોમ આવ્યું ને નીરૂપમાને તેની જાળમાં અવસ્ય ફસાવી શકશે તેમ જણાતાં તે તેના પ્રત્યે બોલી શા માટે આજેજ આવતી નથી. કાલે કોણુ જાણે શું થશે તે કોણુ જાણી શક્યું છે ? માટે બેટા ! આજેજ મારી સાથે દર્શનાથે ચાલ. ત્યાં જવાથી પરમાત્મા સ્વરૂપ ગુરૂ-રાજના દર્શન કરવાથી આ અસાર સંસારના તારા સઘળા પરિતાપોનો નાશ થતાં તને અપાર શાંતિ લાભ થશે. માલુ ડોશી માર્મિક વચનો બોલી. પરંતુ ભોળી નીરૂપમા તેના આ માર્મિક વચનો સમજી શકી ન હતી. તે માલુ ડોશીને નારાજ કરવા ઇચ્છતી ન હતી. તેથી તેના મનમાં વિચાર કરવા લાગી.

મારા પિતાએ મંદિરમાં દર્શનાથે જવાની જે મને અવજ્ઞા કરી છે તે મને માન્ય છે. પરંતુ મારા પર અપૂર્વ સ્નેહ ધરાવનારી માલુ ડોશીને પણુ ખરાબ લાગે તે જોવા પણુ ઇચ્છતી નથી. તેથી એક વખત માલુ ડોશી સાથે દર્શનાથે જવાની મને ફરજ પડે છે. શું એકજ વખત દર્શન કરવા જવાથી મારૂં અનિષ્ટ થઇ જશે ? આવો વિચાર કરી તે માલુ ડોશી પ્રત્યે બોલીઃ મારાપરની તમારી મમતાભરી લાગણી જોઇ તમોને દુઃખી કરવા ઇચ્છતી ન હોવાથી મારી અનિ-ચ્છા હોવા છતાં પણુ આજે હું તમારી સાથે દર્શનાથે આવું છું. આમ કહી તે માલુ ડોશીની સાથે દર્શનાથે જવાને રવાના થઇ ગઈ.

નીરૂપમા જેવી અતુલ રૂપવંતી બાળાને તેની જાળમાં આટલી સહેલાઇથી ફસાયેલી જોઇ માલુ ડોશી મનમાં ને મનમાં હર્ષમાં આવીને બોલવા લાગીઃ મારા પણુ ભાગ્ય રૂઠયા હોય તેમજ જણાય છે, નહિતર આવી પરી સુરત નીરૂપમા શું આટલા

થોડા પ્રયાસે જાળમાં ફસાય કે ? ખરેખર ! મારૂં ભાગ્યજ તેને આ તરફ ધસડી લાવ્યાં. ગુરૂ મહારાજ નીરૂપમાના અનુપમ રૂપ સૌંદર્યમાં તેને જોતાંજ દિવાના બની જશે. અને નીરૂપમાને મેળવી આપવા મારી પ્રાર્થના કરશે અને મારા સુખનો સૂર્ય ઉગશે.

નીરૂપમાના સૌંદર્યના હું મુલ મેળવીશ ત્યારેજ મહારાજ સૌંદર્યનો ઉપભોગ કરી શકશે. મારા હાથે નીરૂપમા જેવું કામદેવની રતિની સ્પર્ધા કરતું બુલબુલ ચડી આવવું તે પણ શું ઓછા ભાગ્યની વાત છે ?

આવી રીતે તેના હૃદયમાં અવનવા વિચારો કરતાંજ માલુ ડોશી નીરૂપમા સાથે દેવમંદિરમાં આવી પહોંચ્યા. દેવમંદિરમાં આવી પહોચતાંજ માલુ ડોશીની માફક સૌંદર્યની દલાલી કરનારી બુદ્ધીઓની નજર અતી રૂપવંતી સૌંદર્યવતી નીરૂપમાની અતુલ કાંતીવર્ણી કાયા તરફ જોતાં તેઓ તેના મનમાં સમજી ગયા કે આજે માલુ ડોશી અવશ્ય કોઇ શીકારને તેની જાળમાં ફસાવી લાવી છે. તેઓ તો નીરૂપમાની આવી સુંદર દેહ જોઇ તેમના હૃદયમાં બળી જતી હતી.

નીરૂપમાનું રૂપ સૌંદર્ય જોઇ માલુ ડોશીની બહેનોના હૃદયમાં સીસું રેડાવા લાગયું હોવાથી તેઓ તેમના મનમાં બોલવા લાગી. માલુ ખરેખર ભાગશાળી હોય તેમ જણાય છે નહીંતર આવી પરમસુંદરી રૂપરૂપનો અંબાર જેવી જાળમાં ફસાય કે ! માલુ ડોશીના જેવો ધંધો કરનાર સ્ત્રીઓના હૃદયમાં જયારે આવી રીતનો ઉત્પાત જાગી રહયો હતો ત્યારે દર્શનાર્થે આવતા મનુષ્યો પણ નીરૂપમા તરફ તાકી તાકીને જોતા હતા.

આ બધું જોતાં નીરૂપમાને સમજાયું કે તેના પીતાની આજ્ઞાને માની કરીને તે જો દર્શનાર્થે માલુ ડોશીની સાથે ન આવી હોત તો ઘણું સારૂં હતું. તેના પીતાએ દર્શનાર્થે જવાની અવજ્ઞા કરી છે તે યોગ્ય છે, આમ જણાયા પછી જલદી જલદી આ સ્થળનો ત્યાગ કરી તેના ઘર તરફ જવાને ઇચ્છતી હોવાથી માલુ ડોશી પ્રત્યે બોલી ડોશી મા ! ચાલો આપણે પણ દરશન કરીને જલદી ઘરે પહોંચી જઇએ કારણ કે જો વધારે વખત લાગશે તો ગરમીના દીવસો હોવાથી પૃથ્વીપર ચાલવું પણ મુશ્કેલ થઇ પડશે. માલુ ડોશી નીરૂપમાના આ શબ્દો સાંભળી કાંઇક નારાજ થઇ પરંતુ તે નીરૂપમાને નારાજ નહીં કરવા ઈચ્છતી હોવાથી નીરૂપમા પ્રત્યે બોલી ગરમીના દીવસ છે તેથી શું થઇ ગયુ ? બહુ ગરમી પડશે તો ધીમે ધીમે છાંયડામાં ચાલ્યા જશું પરંતુ જયારે તું કોઇ દીવસ નહીં ને આજે દર્શનાર્થે આવી છે તે શું રાજભોગના દર્શન કર્યા વીના જઇ શું કે ? માલુ ડોશી નીરૂપમાને પટાવતાં બોલી, મારી ઇચ્છા જ્યાં દર્શનજ કરવાની નથી થતી ત્યાં પછી રાજભોગની જરૂરજ શું છે ! તમારે રાજભોગનાં દરશન કરવા હોય તો બેસો, હું તો આ ચાલી, આમ કહીને નીરૂપમા જવા જાય છે તેવામાં માલુ ડોશી નીરૂપમાને સંબોધીને બોલી જ્યારે તારી તેવીજ ઈચ્છા છે તો ચાલ. હું અંદરથીજ રાજભોગના દરશન કરી આવું છું. તને હું તારી ઇચ્છા ઉપરાંત તેડી લાવી હોવાથી તને એકલી મુકુ કે ? જરા અહીઆ ઉભી રહેજે હું હમણાંજ રાજભોગના દરશન કરી આવુ છું આમ કહી નીરૂપમાને મંદીરમાં ઉભી રાખી માલુ ડોશી મંદીરની પાછળ ચાલી ગઇ.

વાંચક ! ચાલ, આપણે પણ માલુ ડોશીની પાછળ જવા પ્રયત્ન કરીએ. નીરૂપમાને મંદીરમાં મુકીને માલુ ડોશી સીધ્ધી તેના ગુરૂ મહારાજ પાસે જઇ પહોંચી માલુ ડોશીને મધ્યાન સમયે સખત તાપમાં આવેલી જોઇ કોઇ શીકારને નક્રી તેની જાળમાં ફસાવી લાવી હશે તેવું જાણી જતાં ગુરૂ મહારાજ તેના પ્રત્યે બોલ્યા કેમ ? કોઇ શીકાર સપડાયો કે નહીં ?

કંઇ કહેવા જેવી વાતજ નથી. આજે એવો શીકાર હાથમાં સપડાયો છે કે તેના જેવા રૂપ સૌંદર્યના તમોએ સ્વપ્નમાં પણ દર્શન નહીં કર્યા હોય પરંતુ તમો એમ નહીં ધારતા કે તે શીકાર તમોને સોંઘામાં મળી જાય. માલુ ડોશી બોલી.

તારી મહેનત આપવામાં મેં કોઇ દીવસ આનાકાની કરી છે કે આમ બોલે છે. તે શીકારને મારી પાસે લઇ આવ.

'આમ ઉતાવળા કેમ થાઓ છો આ શીકાર કાંઇ જેવો તેવો નથી કે તમારા પંજામાં ફસાઇ જશે. તેને ફસાવવાને થોડો સમય ધીરજ ધરવી પડશે.'

'તમારા પર મને સંપુર્ણ વિશ્વાસ છે કે તમો કોઇ પણ યુકતી પ્રયુકતી કરીને તેને ફસાવશોજ. પરંતુ તેના એક વખત દર્શન તો કરાવો કે જેથી તેના રૂપ સૌંદર્યનું પાન કરી શકું.'

'ચાલો ત્યારે' આમ કહીને માલુ ડોશી મંદીર પાસે આવી પહોંચી અને ત્યાં ઉભી રહીને તે બોલી, પેલી ઉભી છે તે જોઇને કેવી સૌંદર્યવતી છે ? જાણે ગુલાબનું નાનું પુષ્પ.

માલુ ડોશીના આ શબ્દો સાંભળીને તે બોલ્યોઃ કયાં રહે છે ?

'મારી પડોશમાંજ.'

'ત્યારે તો તેને તમો અવશ્ય તમારી જાળમાં ફસાવી શકશો તેવો મને દ્રઢ નિશ્ચય છે' આમ કહી માલુ ડોશીના હાથમાં પાંચ રૂપીઆ મુકી જતાં જતાં ગુરૂ મહારાજ બોલ્યા તેને વારંવાર દર્શનાર્થે લેતા આવજો.

માલુ ડોશી પણ મહારાજના જવા પછી નીરૂપમા પાસે જતાં બોલી, બહેન! જ્યારે તારી ઇચ્છા રાજભોગના દર્શન કરવાના નથી ત્યારે ચાલો ઘર તરફ જઇએ નહીંતર વધારે ગરમી પડશે તો સોસવું પડશે આમ કહીને માલુ ડોશી પણ નીરૂપમાને લઇને તે ઘરનો ત્યાગ કરી ઘર તરફ જવાને રવાના થઇ ગઇ.

---

## પ્રકરણ ૧૧ મું.

### ષડયંત્રની રચના.

પટેલ શંભુપ્રસાદ અને જટીલ જમનીયો જ્યોતીન્દ્રને તેમના જોહુકમીના જોરમાં—તેમના આપખુદ વર્તનમાં સમાજનો ઉદ્ધાર કરવા જે તનતોડ પ્રયત્ન કરી રહેલ છે તેમને તેમની જાળમાં ફસાવી સમાજ સેવાના કાર્યો કરતો અટકાવી કેવી રીતે તેમની આપખુદીને પટેલાઇના પાયા મજબુત બનાવવા અને તેને મજબુત બનાવવા જે કઠોર ઉપાયો યોજવા પડે ગમે તેટલા નિર્દોષજનોને તેમની આપખુદ સત્તાના પ્રહાર નીચે કચડવા પડે તેઓને કેવી રીતે તેમની આપખુદ અને જોહુકમીનું જોર પોષતી પટેલાઇના પાયા મજબુત બનાવવા પ્રયત્નો કરવા તે સંબંધી તેમના હૃદયમાં અનેક તરંગમાળા દોડાવી રહ્યા હતા.

જ્યોતીન્દ્રને કેવી રીતે ઝેર કરવો તે સંબંધી વિચારણા કરતાં જ્યોતીન્દ્રને ઝેર કરવાની કાંઇ યુક્તિ શંભુપ્રસાદ પટેલને નહિં સુઝવાથી તેના મોંઢાપર કાળાશ છવાઇ ગઇ અને જ્યોતીન્દ્રને ઝેર કરવા ચિંતામગ્ન બની ગયો.

શંભુપ્રસાદ પટેલનું મ્હોં પડી ગયેલું જોઇ જટીલ જમનીયો કે જેનું અન્ય ખુશામદ કરી જીવવું તેજ જીવન હતું તે શંભુપ્રસાદ શેઠની ખુશામદ કરતો બોલ્યો. 'શંભુપ્રસાદ ભાઇ! એવા તે શું ગહન વિચારમાં પડી ગયા છો—એવી કંઇ ઘોર ચિંતાએ તમારા હૃદયમાં વાસ કર્યો છે કે જે નિવારવાનો કાંઇ ઉપાય નહિં જણાયાથી તમારૂં મુખ મંડળ ચિંતાપૂર્ણ અને મ્લાન બની ગયું છે?'

મારી ચિંતાથી તું ક્યાં અજ્ઞાન છે કે મને મારી ચિંતા વિષે પુછી રહ્યો છે, શું તું તે બાબતથી તદન અજ્ઞાત છે? શંભુપ્રસાદે પ્રશ્ન કર્યો.

શંભુપ્રસાદના આ ગોળ ગોળ શબ્દનો યથાર્થ મર્મ જટીલ જમનીયો સમજી શકયો નહિં તેથી તે શંભુપ્રસાદ પ્રત્યે બોલ્યો, કઇ વાત વિષે તમો આમ કહી રહ્યા છો?

"તેજ તો. જ્યોતીન્દ્ર, યુવક મંડળનો પ્રમુખ કે જે સ્વાધીનતા, સ્વતંત્રતા અને સામાજીક પુનઃ રચના કરવા મનોરથો સેવતો પટેલીઆઓની જોહુકમી અને આપખુદ સત્તાનો નાશ કરી અમારી પટેલાઇનો જડમૂળથી પાયા ઉખેડી નાંખવાના જે મહાન પ્રયત્ન કરી રહ્યો છે, તેને કેવી રીતે મહાત કરવો, તેનું મ્હોં કેમ બંધ કરવું એવું તે શું કરીએ કે જેથી જ્યોતીન્દ્ર અમારા પટેલાઇના પાયા ડગમગાવવાના કાર્યને પડતું મુકી સામાજીક સડાઓ દુર કરી અમારી જોહુકમી અને આપખુદીને પોષતો થાય?

એવો કોઇ ઉપાય તારી પાસે છે કે જેનો ઉપયોગ કરવાથી જ્યોતીન્દ્રને અમારી જાળમાં ફસાવી શકાય? શંભુપ્રસાદ પટેલ તેમની ખુશામદ કરી પોતાનો સ્વાર્થ સાધી અનેક નિર્દોષ જ્ઞાતિજનોના લોહી ચુસી તાગડધીન્ના કરતા જમનીયા પ્રત્યે બોલ્યા.

"એજને! એમાં તે તમો એવા શું ગંભીર વિચારમાં પડી ગયા હતા? જ્યોતીન્દ્રને મહાત કરી આપણી આપખુદી અને જોહુકમીના જોરનો શિકાર બનાવવો તેમાં શું મોટી વાત છે? તેવું કાર્ય તો તમો એક પળમાં કરી શકો તેમ છો તેમાં આટલી ચિંતા અને આટલી વ્યાકુળતા શી?

જમનીયા! તારા પણ નામ જેવા ગુણ હોય તેમ જણાય છે. તું જટીલ જમનીયો તો ખરેખરજ જટીલ હોય તેમ જણાય છે. યુવક મંડળના પ્રમુખ જ્યોતીન્દ્રને આ વીસમી સદીના પ્રગતીના યુગમાં મહાત કરવો તે શું તું ધારે છે તેટલી સહેલી વાત છે? તારામાં જરાપણ અક્કલનો છાંટો હોય તેમ જણાતો નથી. હું કોને મારી આપખુદ સત્તાની જાળમાં સપડાવવા ઈચ્છું છું તે તું જાણે છે? પ્રગતીના પંથે પગલાં ભરતા ભારતના યુવાનોના મંડલના નર કેસરીને! શું કેશરીને વશ કરવો સહેલો છે?"

"તમારા મનમાં તમે કેશરીને વશ કરવો મુશ્કેલ સમજતા હો પરંતુ હું યુવક મંડલના નર કેશરી જ્યોતીન્દ્રને કે જે કેશરી સમાન ગર્જના કરતો સામાજીક કુરૂઢીઓના બંધનોને તોડી ફોડી, સામાજીક સડાને ક્રૂર જ્ઞાતિ આગેવાનોની વંશપરંપરા પટેલ એટલે આગેવાન થવાની અને તેમની જોહુકમી અને આપખુદીને છીન્ન વીચ્છીન કરવાના મનોરથો સેવી રહ્યો છે તે જ્યોતિન્દ્રને મહાત કરવો તે કામને હું ચાંચડ ચોળવા જેવા કામના જેટલું પણ મહત્વ આપવા ઇચ્છતો નથી. જ્યોતિન્દ્રને આપણી જાળમાં ફસાવવો તે એક રમત વાત છે." જમનીઓ બોલ્યો.

"આટલું બધું લાંબુ ટાબલું કર્યા વિના કેવા પ્રપંચોના પાસા ફેંકી તું જ્યોતિન્દ્રને મહાત કરવા ઇચ્છે છે તે જણાવ જોઉં?"

"જ્યોતિન્દ્રને આપણી સાથે સગપણના તારથી બાંધી લઇને?"

"શું તું એમ સમજે છે કે જ્યોતિન્દ્રને મારી કન્યા લક્ષ્મી આપવાથી તે તેના આ કાર્યને તિલાંજલી આપી મારી પટેલાઇના ડગમગતા પાયાને મજબુત બનાવવાના પ્રયત્ન કરશે?"

"નહિ. તે તેમ કરે તેવા નથી. તેમ છતાંયે તેને મહાત કરવાનો એક બીજોજ ઉપાય છે. અને તે પણ તે સંબંધની ગ્રંથીમાં જકડી લઇનેજ."

તે કેવી રીતે જણાવ જોઉ ?

"જ્યોતિન્દ્રની બ્હેન પુષ્પાની સાથે આપણા ઇંદુભાઇનો સંબંધ જોડવાથી હું ધારૂં છું કે ઉપર જણાવ્યું તે પરીણામ કદાચ આવે પણ ખરૂં."

"પણ તે કેમ બને ? જ્યોતિન્દ્ર જેવો સમાજોદ્ધારક નવયુવાન તેની કુસુમકળી જેવી બ્હેનને મારા મુંગા પુત્ર સાથે આપી તેના જીવનનું સત્યનાશ વાળવાનો કદાપિ પ્રયત્ન કરે કે ? તેમ થવું સર્વથા અસંભવિત છે." શંભુપ્રસાદે કહ્યું.

"ત્યારે હજુ તમે ઉંઘતા હો તેમ જણાય છે. મોટાઇ, કુળાભિમાન અને પટેલીઆઓ તથા શ્રીમંતોના સંબંધીઓ થવાને માટે હજુ એવા કેટલાયે જુના વિચારના માનવીઓ છે કે જેઓ તેમની કુમળી કળીઓને જ્યારે સાઠ સીત્તેર વર્ષના બુઢ્ઢાને આપવાને તૈયાર થાય છે ત્યારે ઇંદુભાઇને કેમ ન આપે ? શંભુપ્રસાદભાઇ ! હજુ એવાયે મનુષ્યો પડયા છે કે જેઓ કુળાભિમાન અને મ્હોટાઇના મોહમાં તમારી જોહુકમી અને આપખુદ પટેલાઇને પોષવાના પ્રયત્ન કરી રહ્યા છે. જ્યોતિન્દ્ર કોઇપણ રીતે આમાં સંમતિ આપે એમ નથી. પરંતુ જો તેના પિતાને તમારી પટેલાઇની જાળમાં ફસાવવામાં આવે તો જ્યોતિન્દ્રનું મોઢું બંધ કરી શકાય તેમ છે." 'જટીલ જમનીઓ' લંબાણુપૂર્વક વિવેચન કરતાં બોલ્યો. "પરંતુ શું તું

ધારે છે કે જ્યોતિન્દ્રનો પિતા મારા મુંગા પુત્રને પુત્રી આપવામાં સંમતી આપશે ?"

આમ થાય તેમ હું માની શકતો નથી. શંભુપ્રસાદ બોલ્યા.

"તેમ થવા સોએ સો ટકા સંભવ છે. શંભુપ્રસાદભાઈ આજના આશાવાદના યુગમાં પણ તમે તો નિરાશાવાદીજ રહ્યા. આ યુગમાં શું નથી થતું ? અનેક વિધ્યાંધ બુઢ્ઢા બુબખો તેમની લાલસા પોષવાને તેમની લાલસાની વેદીમાં અનેક કુમળી કળીઓને બળીદાનરૂપે હોમવાના પ્રયત્નો કરે છે. આજના યુગમાં તો ઘણાયે ન થવાના કાર્યો થઇ રહ્યા છે. તેવા આશાવાદના યુગમાં શું તમારે નિરાશ થવાની જરૂર છે ? આ આશાવાદના યુગમાં શું થઇ શકે ને શું ન થઇ શકે તે કલ્પવુંજ મુશ્કેલ છે. ત્યારે તમારા જેવા ધનવાનોના પટેલના પુત્રને કન્યા મળવી તે શું મળવી મુશ્કેલની વાત છે ?"

"પરંતુ મુંગાને ?" આમ બોલીને શંભુપ્રસાદ શેઠ જમણીઆના જવાબની રાહ જોઇ રહ્યા.

હજુ જ્યાં સુધી માન પાન અને કુળાભિમાનના મોહમાં લુલા, લંગડા, કાણાં અને આંધળા શ્રીમંતો કુસુમકળીઓના હાથ મેળવવાને ભાગ્યશાળી થાય છે. જ્યાં હજુ અનેક કુળાભિમાની માતા પિતા મોટાઇના તથા કુળાભિમાનના મોહમાં તેમની પુત્રીનું બળીદાન આપવાને તૈયાર છે ત્યાં સુધી તમોને શું હરકત છે ? મુંગો છે તેથી શું થઇ ગયું ? શું તે કુળાભિમાની નથી ?

હું તારા ટાલલાથી કંટાળી ગયો છું. હું નથી ધારતો કે કોઇ એવા મનુષ્યો નહીં હોય કે જે છતી આંખે કુવામાં પડશે. છતાં

પણ તારાથી બનતા પ્રયત્નો કર. જો તું તારા કામમાં ફતેહ થશે તો હું તને ખુશી કરવાનું વચન આપું છું.

તમો તો એવાને એવાજ રહ્યા. તમારી પટેલાઇની એટલી બધી પ્રબળ સત્તા પ્રસરી ગઇ છે કે તમારા જેવા જ્ઞાતિ પટેલને સત્કારવા હજુ હજારો મનુષ્યો સીતેર વર્ષનાં પટેલની સાથે પણ તેમનો સંબંધ બાંધવાને કારણે યુવાન બાળાનો ભવ બગાડવાનું સાહસ ખેડી રહ્યા છે ત્યારે કનૈયા કુંવર જેવા ઇન્દુને તે ફક્ત મુંગો છે તે કારણને લીધે શા માટે ન આપવાની હઠ પકડે ?

'શું આમ થવા સંભવ છે ખરો ? જો આમ બને તો કદાચ જ્યોતીન્દ્ર આપણી જાળમાં ફસાય તેવો સંભવ ખરો. પરંતુ જોજે આ કામ ઘણુંજ ચાલાકીથી કરવાનું છે. આ કામ પાર પડ્યું એટલે ગંગાજળમાં નાહ્યા. પણ હું નથી ધારતો કે આ નીવિંઘ્ને પાર પડે કારણ કે આ વાતની જ્યોતીન્દ્રને જાણ થતાંજ તે આપણા ષડયંત્રને ફેરવવાના પ્રયત્ન કર્યા વીના રહેવાનો નથી માટે જેટલા ડગલાં ભરે તેટલા સાવધાનીથી ભરજે.'

'એમાં તમારે મને કાંઇ પણ કહેવાની જરૂર નથી.'

આ કામ જો પુર્ણ કરવાનીજ જો આપણે ઇચ્છા ધરાવતા હોઇએ તો મારી માન્યતા પ્રમાણે જ્યોતીન્દ્રના પીતાને આપણી જાળમાં સપડાવવા પ્રયત્ન કરવો જોઇએ. તે કુળાભીમાન અને મોટાઇને જોનારો છે તેથી કદાચ તમારા જેવા જ્ઞાતી પટેલની સાથે સગાઇનો સંબંધ બાંધવા માટે કદાચ તે આપણા હીંદુભાઇ આંધળા હોવા છતાં પણ તેની કન્યાનો સંબંધ જોડવામાં આનાકાની કરે તેમ નથી !

જમનીયો શંભુપ્રસાદ શેઠને પોબાર પાડવાની યુકતી પ્રયુકતી જણાવતાં બોલ્યો.

આપણું ધાર્યું કરવા જો આપણે ઇચ્છતા હોઇએ તો મારી માન્યતા પ્રમાણે આ વિચારજ ઉત્તમ છે માટે તું આ બાબતમાં જ્યોતીન્દ્રના પીતાને આપણી જાળમાં—આપણા 'ષડયંત્ર'માં ફસાવવા પ્રયત્ન કર.

શંભુપ્રસાદના આ શબ્દો સાંભળતાંજ જટીલ જમનીયો શંભુ-પ્રસાદ શેઠની રજા લઇ વાયુ વેગે જ્યોતીન્દ્રના પીતાને તેની જાળમાં સપડાવવા જ્યોતીન્દ્રના ઘર તરફ જવાને રવાના થઇ ગયો.

જ્યોતીન્દ્રના ઘર તરફ જતા જમનીયાના અદ્રશ્ય થયા પછી શંભુપ્રસાદ પટેલ તેમના હ્રદયમાં અવનવા વિચારો કરતા બોલ્યા, 'જો આ કાર્ય નીર્વિઘ્ને પુર્ણ થઇ જાય, જો જ્યોતીન્દ્ર મારી આપખુદ સત્તા જોહુકમીનો જોર અને વંશ પરંપરા ચાલી આવતી પટેલાઇના પાયા ડગમગતા કરવાના કાર્યને છોડી દયે તો બીજા કોની તાકાત છે કે મારા સામે આંગળી પણ ચીંધી શકે ? જેઓ કોઇ કુદે છે તેઓ જ્યોતીન્દ્રના બળ પર કુદે છે જો જ્યોતીન્દ્ર મહાત થઇ જાય તો બીજા સર્વ તો આપો આપ મહાત થઇ જવા સંભવ છે.' આમ બોલતો બોલતો કેવી રીતે અજ્ઞાન જ્ઞાતીજનોના લોહી ચુસી, નિર્દોષને દંડી, પોતાના સગા સંબંધીઓને તેમના કુકૃત્યો જાણવા છતાં પણ રક્ષી લઇ નિર્દોષોના ગળા કાપી તેમની આપખુદ સત્તાને પોશવી તે સંબંધી વીચાર મગ્ન દશામાં ત્યાંજ નીંદ્રા દેવીને આધીન થઇ ગયો.

આ બાજુ શંભુપ્રસાદને જ્ઞાતીના શ્રેયની વાતો કરવા આવેલ જ્યોતીન્દ્ર અને પ્રમોદ શંભુપ્રસાદના ઘરેથી હડધુત થઇને યુવક મંડળમાં આવી પહોંચ્યા. તેમને આટલા જલદીથી આવેલા જોઇ અન્ય સભ્યો અવશ્ય કાંઇ જ્ઞાતીહીતનું કાર્ય કરી આવ્યા હશે તેમ ધારી તે વાતથી વાકેફ થવાને અધીરા બન્યા હતા. પરંતુ જ્યારે જ્યોતીન્દ્ર કે પ્રમોદ બંને કાંઇપણ બોલ્યા વીના ચુપચુપ રહેલા જોઇ એક યુવકની અધીરાઇની હદ પુરી થવાથી તેમના પ્રત્યે બોલ્યો.

'તમો શું કરી આવ્યા ? તમારા કાર્યમાં ફતેહમંદ થયા કે નહીં ? આ સાહસીક પરંતુ પ્રગતીના પગલે કુચ કદમ કર્યે જતા નવયુવાનનો આ પ્રશ્ન સાંભળી પ્રમોદ બોલ્યો, ભાઇઓ ! જ્ઞાતી પટેલો તેમની આપખુદ અને જોહુકમી સત્તા પોશવા ઇચ્છે છે. રાજા મહારાજાઓ તેમની નીર્દોષ પ્રજાના હાડમાંસ ચુસી તેમની જોહુકમી સત્તાનું ભાન કરાવવાની સાથે તેમના મોજશોખ અને ભોગ વીલાસને ભોગવી રહ્યા છે પરંતુ જો તમારે આ બધામાંથી ઉગરવું હોય, જગતના પટપર તમારે એક જાતી તરીકે ઉભા રહેવું હોય તો પહેલાં તમારે તમારી જાતી સ્વતંત્રતા, તમારી વીચાર સ્વતંત્રતા અને કોમી સ્વતંત્રતા માટે તમારા પ્રાણુના બલીદાન આપવા પડશે અને આવા અનેક નવયુવાનોના બળીદાનો આપ્યા પછી તમારો દેશ આઝાદ બનશે. કહો ! એવા કોઇ અહીંઆ નવયુવાનો છે કે જેઓ સમાજના સડાઓ દુર કરી સમાજની પુનંરચના કરી ભારતને —ભારતની સંસ્કૃતીને જે અજોડ હતી અને અજોડ છે, જેમાંથી જેઓએ અનેક પ્રેરણાઓ તથા ભાવનાઓ મેળવી છે અને મેળવે છે તેને અજોડ રાખવા માટે આ વીસમી સદીના યુગમાં પ્રગતી કર્યે

જતી અન્ય જાતીઓ અને દેશની માફક તમારા દેશની અને તમારી જાતીને આઝાદીના માર્ગે દોરી પ્રગતીના પંથે ચડાવવા તેમના દેહના દાન આપવાને તૈયાર થાય તેવા નવયુવાનો આ આર્યાવર્ત પર વસે છે કે ?

પ્રમોદના આ નવચેતન રેડનારા ઉત્સાહપ્રેરક વચનો સાંભળતાંજ યુવક મંડળના સર્વે સભ્યો એકી સાથે બોલ્યા, અમારા દેશને નંદનવન સમાન બનાવવા તેની આઝાદી રક્ષવા, અમારા સમાજમાં જે સડાઓ ધુસી ગયા છે તેઓને તોડી ફોડીને ફેંકી દઇ જેમ અન્ય દેશના નવયુવાનો તેમના દેશને સામાજીક રૂઢીઓ અને બંધનોને તોડી ફોડી પ્રગતિના માર્ગે કુચ કરી રહ્યા છે તેવી રીતે આર્યાવર્તને અને અમારી સમાજના સાડાઓનો નાશ કરી પ્રગતિવાન બનાવવા અમો કમર કસીને તૈયાર છીએ. તમારી સરદારી હેઠળ અમો દેહનાં દાન દેવાને પણ તૈયાર છીએ.

યુવક મંડળના યુવાનોનો સમાજના સડાઓનો નાશ કરી પ્રગતિના માર્ગે કુચ કદમ કરવાનું અપૂર્વ જોમ જોઇ જ્યોતિન્દ્ર બોલ્યોઃ ભાઇઓ ! જો કે આજે તો શંભુપ્રસાદ શેઠ અને તેના કાંધીયાઓએ તેમની આપખુદ અને જોહુકમી પટેલાઈનો દોર મજબુત કરવા માટે આપણા મંડળને તિરસ્કારી કાઢ્યું છે. પરંતુ પરમાત્મા તમારી આત્મશ્રધા અને તમારી કોમ અને દેશના માટે કલંક રહીત બળીદાન આપવાની ધગશ જોઇ તેઓને તમારી તરફ આકર્ષવાની ફરજ પાડશે. તમે એ જે જ્ઞાતિ સેવાનું કાર્ય હાથમાં લીધું છે તે કોઇ પણ પ્રકારે પુરૂં કરવુંજ જોઇએ તેને જો તમો સફલતાપુર્વક પુર્ણ નહી કરો તો તે તમારી ત્રુટીઓનું કારણ છે તેમ જણાઇ આવશે આમ કહી સમય અધિક થઇ ગયો હોવાથી તે તથા પ્રમોદ તેમના ઘર તરફ જવા લાગ્યા અને યુવક મંડળના બીજા સભ્યો પણ તેના કાર્યમાં નીમગ્ન બની ગયા.

# પ્રકરણ ૧૨ મું.

## સસરાની સહાનુભુતી.

માલુ ડોશીની સાથે દેવમંદીરનો ત્યાગ કરી ઘર તરફ ચાલી જતી નીરૂપમા તેના મનમાં અવનવા વીચારો કરી રહી હતી તેને માલુ ડોશીના વર્તન તરફ કાંઇક શંકા ઉત્પન્ન થઇ હતી, અને તે તેના તરફ શંકાની નજરથીજ જોતી હતી અને તેને આમ શંકાશીલ દ્રષ્ટીએ માલુ ડોશી તરફ જોવાનું કારણ પણ મળ્યું હતું.

માલુ ડોશી તરફ શંકાશીલ નજરે જોવાનું નીરૂપમાને કારણ મળ્યું હતું, તેમાં મુખ્ય કારણ તો જ્યારે માલુ ડોશી નીરૂપમા પાસે આવીને તેને ઘરે જવાનું કહેતી હતી જે વાંચકો વાંચી ચુકયા છે ત્યારે મળ્યું હતું અને તે એ હતું કે માલુ ડોશીને એક ભીમકાય અલમસ્ત ને મંદીરના મહારાજ જેવી જણાતી વ્યકતિની સાથે હતી જ્યારે નીરૂપમાએ માલુ ડોશીને કાંઇક વાતચીત કરતી જોઇ હતી ત્યારેજ થઇ હતી.

દેવમંદીરના પુજારી મહારાજ પણ માલુ ડોશીની સાથે વાર્તાલાપ કરતા વારંવાર નીરૂપમા તરફ જોતા હતા, તેથી તેની શંકામાં અભીવૃદ્ધી થઇ હતી અને આમાં પણ મહારાજના એક વર્તને નીરૂપમાની શંકાની દ્રઢતામાં સંગીન વધારો કર્યો હતો.

આથી માલુ ડોશી સાથે ઘર તરફ ચાલી જતી નીરૂપમા તેના મનમાં ને મનમાં બોલવા લાગી. “મારા મૃત પીતાની અવજ્ઞા કરીને શા માટે હું માલુ ડોશીની સાથે દેવમંદીરમાં ગઇ? માલુ ડોશીને ખુશી રાખવાના હેતુથી દેવમંદીરમાં જઇને મેં મારા મૃત પીતાને સખ્ત અપમાન કર્યું છે. મેં અભાગીએ તેની પુત્રી થઇને તેની

આજ્ઞાનો અનાદર કર્યો છે અને આમ કરી મેં મારા પિતાનો મારા તરફનો વીશ્વાસનો ઘાત કર્યો છે મારા જેવી કોણ દુર્ભાગી હશે કે જે પીતાની આજ્ઞાને અમાન્ય કરતું હશે ?

"ઓ સ્વર્ગમાં વસતા માતા પીતા આ તમારી નીર્ભાગી પુત્રીને તેના અપરાધની ક્ષમા આપો. તમોએ દેવમંદીરમાં નહીં જવાની જે આજ્ઞા ફરમાવી છે તે યોગ્ય ફરમાવી છે તેમ આજે એકજ દીવસમાં મારા દેવમંદીરમાં જવાથી મને જણાઇ આવ્યું છે. પરંતુ માલુ ડોશીનું શું ? શું દેવમંદીરમાં સમાજની વહુ દીકરીને સદુપદેશ આપી સુમાર્ગ બતાવનારા મહારાજો આવાજ હશે ? જો મહારાજ મેં જે મારી નરી આંખે જોયું છે તેવાજ હોય તો જેને લોકો દેવમંદીરના નામથી ઓળખે છે તે દેવમંદીરના બદલે કોઇ બીજાજ નામથી ઓળખાવા ન જોઈએ ? એ નામ લેતાં પણ સારા માણસને શરમ આવે તેવું છે. આમ વિચાર કરી થોડો સમય શાંત રહ્યા પછી તે પાછી તેના મનમાં બોલવા લાગી."

મારા તરફ સહાનુભુતી ધરાવતી મારા તરફ માતા જેવી મમતા બતાવનારી માલુ ડોશી વીશે મારે શું ધારવું ? મને દેવમંદીરમાં દર્શનાર્થે લઇ જઇ આમ તેમ આંટા મારવામાં શું કાંઇ ભેદ છુપાયેલો હશે ? અવસ્ય તેમાં કાંઇ ભેદ રહેલોજ હોવો જોઇએ નહીંતર તે આટલા બધા ધમપછાડા શા માટે મારે ? પેલી ભીમકાય કૃષ્ણવર્ણની વ્યક્તિ કોણ હશે ? તેની સાથે માલુ ડોશીનો વાર્તાલાપ કરવામાં શું હેતુ હશે? નક્કી કાંઇ આમાં ભેદ રહેલો હોય તેમ મને જણાય છે.

આમ વીચાર કરતી નીરૂપમા માલુ ડોશીની સાથે માર્ગ કાપતી ઘર તરફ ચાલી જતી હતી પરંતુ તેના હૃદયમાં આ વિચારો

ઉત્પન થવાની સાથે તે માલુ ડોશીની સાથે તેના પિતાની આજ્ઞાની અવજ્ઞા કરીને મંદીરમાં દર્શનાર્થે ગઇ તેના માટે પશ્ચાતાપ થતો હતો અને તેથી તેનું કાંન્તીમાન સુંદર તેજરાશીપૂર્ણ વદન-મંડળ પર કાંઇ વીષાદની છાયા પથરાઇ ગઇ હોય તેમ જણાઇ આવતું હતું. નીરૂપમાના મ્હોંપર વીષાદની છાયા પથરાઇ ગએલી જોઇ માલુ ડોશીના હૃદયમાં ભભડાટ થવા લાગ્યો તેણે તેની જાળમાંથી સુંદર લાલીત્યપુર્ણ નવયોવના માછલીને સરતી જતી જોઇ તેથી તેને તેની વાકજાળમાં પ્રથમની માફક દ્રઢ બંધનમાં જકડવાના ઉદ્દેશથી તે નીરૂપમા પ્રત્યે બોલી. "બેટા? નીરૂપમા! શરીર તો સ્વસ્થ છે ને? તારા મ્હોંપરના ચીન્હો જોતાં કોઇ પણ માનવી તારૂં શરીર અસ્વસ્થ હોય તેમ કલ્પી શકે તેમ છે. તો તબીયત તો સારી છે ને? અને જ્યારે શરીરે કુશળ હોય તો પછી તારા મ્હોંપર વીષાદની? છાયા શા કારણે પ્રસરાઇ છે તે જાણવાનો મને હક્ક છે ?

માલુ ડોશીના આ શબ્દો સાંભળી ભોળી નીરૂપમાના હૃદયમાંથી ઉચ્ચાર થવા લાગ્યો "નીરૂપમા ? એમાં શરમાય છે શાની ? તારે તો જે સત્ય કહેવું છે તેમાં ડર શાનો? હા, પણ, નીરૂપમા આ ડોશીને નયું સત્ય જણાવવાનો તું પ્રયત્ન કરશે તો કદાચ તું તેની સહાનુભુતી પણ ગુમાવી બેસશે. ત્યારે હવે કરવું શું? શા માટે મેં મારા સ્વર્ગીય પિતાની આજ્ઞાનું ઉલંઘન કર્યું? ઓ કૃપાળુ પીતાજી આ તમારી નીર્ભાગી પુત્રિએ તમારી આજ્ઞાની અવગણના કરી તે માટે તેને ક્ષમા કરશો ?"

તે આવી રીતે બોલી રહી હતી તેવામાં તેણે તેના માતા પિતાને નીરૂપમા ! માલુ ડોશીપર વીશ્વાસ ન કરતી. તારૂ હૃદય-તારો અંતરાત્મા તને જે કાર્ય કરવાની પ્રેરણા કરે તે પ્રમાણેજ કરજે. જો તારો

અંતરાત્મા કોઇપણ કાર્ય કરવામાં ડંખાતો હોય તો તેવું કાર્ય કદાપિ કરીશ નહીં. બેટા ! પરમ કૃપાળુ પરમાત્મા તને કુશળ રાખો.

માતા પિતાના આ આશિશ વચનથી નીરૂપમાના હૃદયમાં અપુર્વ બળનો સંચાર થયો અને તેણે માલુ ડોશીને સાફ તેના હૃદયની વાતથી વાકેફ કરવાનો નીશ્ચય કર્યો. આવી રીતે નીશ્ચય કરીને તે કાંઇક માલુ ડોશી પ્રત્યે બોલવા જતી હતી તેવામાં માલુ ડોશી બોલી.

"નીરૂપમા ! બેટા ! તને આજે શું થઇ રહ્યું છે? આમ કેમ કરી રહી છે ? એક પળમાં તારા વદન મંડળપર જ્યારે વીષાદની છાયા છવાઇ રહે છે ત્યારે બીજીજ પળે ત્યાં હાસ્ય ફરકી રહે છે તેનો અર્થ શું ? તારૂં શરીર તો સ્વસ્થ છે ને ?" આમ કહી તે નીરૂપમાના ઉત્તરની રાહ જોતી નીરૂપમા તરફ વારંવાર જોતી ચાલી જતી હતી.

નીરૂપમાએ માલુ ડોશીને તે જે કહેવા ઇચ્છે છે તે રસ્તામાંજ કહી દેવું તે જરા સભ્ય નહીં લાગવાથી તેને ઘરેજ લઇ જઇને સર્વ વાતથી વાકેફ કરવાનો નીશ્ચય કરી બોલી ! માજી ! જરા મારૂં શરીર અસ્વસ્થ છે સ્વસ્થ થયે તમોને સર્વ બીનાથી વાકેફ કરીશ.

આ શબ્દો સાંભળતાંજ માલુ ડોશી માછલીને પાછી જાળમાં સપડાયેલી જોઇ હૃદયમાં આનંદીત થતાં બોલી બેટા ! શરીર છે. શરીરના તે કાંઇ ભરોસા છે? કયારે ઉડી જશે તે કોણુ જાણી શક્યું છે ? માટે આ જીવનમાં તો જે દેવ દર્શન કર્યા જે હરિ ભક્તિનો લાભ લીધો તેજ આપણુ સાચું ધન છે. આ બધું તને તો ક્યાં સમજાવવા જેવું છે, તું તો ડાહી ભણેલી હુશીયાર છે. મારા કરતાંયે

પ્રભુ ભક્તિ કરી ભવસાગર તરી જવા વીશે તું બધુ જાણે છે. માટે બેટા! આ ક્ષણભંગુર દેહનો વીશ્વાસ નહીં કરી દેવદર્શન કરી જે હરીભક્તિ અને સાધુ સંતોની સેવા અને સત્સંગ થાય તે કરી લેવા પ્રયત્નો કરવા જોઇએ। પરોપદેશે પાંડીત્યના સુત્રનો ઉપયોગ કરતાં માલુ ડોશી બોલી. આવી રીતે વાતચીત કરતાં માલુ ડોશી અને નીરૂપમા નીરૂપમાના સસરાના ઘર પાસે આવી પહોંચ્યાં. ઘર પાસે આવી પહોંચતાંજ માલુ ડોશી નીરૂપમા પ્રત્યે બોલી "બેટા! નીરૂપમા ઠીક ત્યારે હું જાઉં છું? આમ કહીને પોતાના ઘર તરફ જવા લાગી."

આ જોઇ નીરૂપમા કે જેણે આજે પોતાનો નિશ્ચય માલુ ડોશીને ખરા સ્વરૂપમાં બતાવી આપવાનો નીશ્ચય કર્યો હતો તે માલુ પ્રત્યે બોલી. 'માજી! જાવ છો કયાં હું આજે તમોને એક વાત કહેવા ઇચ્છું છું.'

નીરૂપમાના આ શબ્દો સાંભળતાંજ માલુ ડોશી હર્ષમીશ્રીત ભયથી આનંદીત બનતી અને ઘડીકમાં વીહવળ બની જતી નીરૂપમા પાસે આવી પહોંચી તેના ખંભાપર હાથ મુકીને બોલી, શું કહેવું છે નીરૂપમા?

માલુ ડોશીનો આ પ્રશ્ન સાંભળતાંજ નીરૂપમા સ્વસ્થ બની તેના હૃદયને દ્રઢ કરતાં બોલી. 'માજી!' હવે તમો કદાપિ મને દેવમંદીરમાં આવવાનું જણાવશો નહીં. ત્યાંનું વાતાવરણ મને જરા પણ પસંદ નથી અને આ ઉપરાંત મારા સ્વર્ગીય માતા પિતા પણ દેવમંદીરે જવાની મને અવજ્ઞા કરી ગયાં છે. હું દેવમંદીરે તમારી સાથે ન આવું તે પરથી એમ ન સમજતાં કે હું તમારા મારા પરના ઉપકારો અને સહાનુભુતીને ભુલી ગઇ છું. તમોએ

મારા પર ઉપકાર કર્યા તેના બદલામાં જો મારા ચામડાના તમારા પગમાં જોડા પહેરાવું તો પણ તે ઉપકારનો બદલો આપી શકાય તેમ નથી પરંતુ આ વીષે મને હવે કદાપી આગ્રહ કરશો નહીં.

નીરૂપમાના આ શબ્દો સાંભળતાંજ માલુ ડોશી તો આભી બની ગઇ તેના સ્વપ્નના કીલ્લાઓ એક પછી એક તુટી પડવા લાગ્યા તેથી તે નીરૂપમા પ્રત્યે બોલી. "નીરૂપમા! તને આ શું થઇ ગયું? શું દેવમંદીરોમાં જવામાં પાપ છે?"

"પાપ છે કે પુણ્ય તેનો હું કાંઇ નિશ્ચય કરી શકતી નથી પરંતુ હવેથી તમારી સાથે દેવમંદીરે નહીં આવવાનો તો હું નિશ્ચય કરી ચુકી છુંજ."

હાથમાં આવેલી સોનાની ચલ્લીને ઉડી જતી જોઇ માલુ ડોશીનું હ્રદય ચીરાઇ જવા લાગ્યું હવે તેને પાછી કેવી રીતે જાળમાં સપડાવવી તે વીષે વીચાર કરવા લાગી. આ બાબત પર ઘણો સમય વિચાર કર્યા પછી માલુ ડોશી બોલી, "નીરૂપમા! તારા જેવી બાળાના હ્રદયમાં આવા મલીન વિચારોનો ઉદભવ થવો તે શું આપણી અધોગતિ નથી બતાવી આપતું? વડીલોની આજ્ઞા માન્ય કરવી તે તારી ફરજ નથી શું? તારા સસરા જો મારી આ વાતમાં સહાનુભુતી આપે તો પછી તારા કલ્યાણાર્થે દેવમંદીરમાં આવવામાં તને કાંઇ વાંધો છે? આ તો તારા તરફ મારો આટલો પ્રેમ છે અને તારા જેવી બાલ વીધવાએ તો પ્રભુ ભક્તિમાં લીન રહેવું તેમાંજ તેનું શ્રેય રહેલું છે તેથીજ તને હું આમ વારંવાર આગ્રહ કરી રહી છું. નહીંતર તું ગમે તેમ કરે તેમાં મારે શું?"

'મારા સસરા આમાં સહાનુભુતી આપે છતાંયે હું દેવમંદિરે તો આવવાનીજ નથી, અને તમારી મારા તરફની ભલી લાગણી માટે ઉપકારી છું.'

આવી રીતે નીરૂપમા અને માલુ ડોશી વચ્ચે વાર્તાલાપ થતો હતો તેવામાં નીરૂપમાના સસરા ત્યાં આવી પહોંચ્યા નીરૂપમાના સસરાને જોતાંજ માલુ ડોશી તેને ઉદ્દેશીને બોલી "નીરૂપમા કહે છે કે તમો મને વારંવાર દેવમંદીરે આવવા કહો છો. પરંતુ મારા સસરાજી મને રજા આપે તો આવવાને હું તૈયાર છું."

'ભલે તમારા જેવી વૃધ્ધા સાથે દર્શનાર્થે જાય તેમાં મને કોઇ પણ જાતનો વાંધો નથી જુઓને પુત્ર તથા પત્નીના મરણ પહેલાં દેવમંદીરોમાં નહીં જવું તેવો હું વિચાર ધરાવતો હતો છતાં પણ હું જવા લાગ્યો છું. મારી નીરૂપમાને તે દેવમંદીરે જાય તેમાં મારી સંપુર્ણ સહાનુભુતી છે.'

'બહેન નીરૂપમા, તારા સસરાની પણ સહાનુભુતી છે હવે તને કાંઇ વાંધો છે ? કાલે મારી સાથે અવશ્ય મંદીરે આવજે' તેમ કહી પોતાના વિજયમાં મગરૂર બની માલુ ડોશી તેના ઘર તરફ જવાને રવાના થઇ ગઇ.

# પ્રકરણ ૧૩ મું.

## ચકમક ઝરી.

જટીલ જમનીયો જ્યોતીન્દ્રના પિતાને તેની જાળમાં કેવી રીતે ફસાવવો તે સંબંધી વિચાર કરતો કરતો તે સમયની રાહ જોઇ બેઠો હતો તેવામાં તે જે સમયની રાહ જોઈ બેઠો હતો તે તેના દુર્ભાગ્યે કહો કે સુભાગ્યે આવી પહોંચ્યો.

વાંચક ! તું આ વાત વાંચીને જરા આશ્ચર્યચકીત ન થઇ જતો. જમનીયો જે સમયની રાહ જોતો હતો તે એ હતો કે જ્યોતીન્દ્રની હૈયાતીમાં તેના પિતાને પટેલ શંભુપ્રસાદના આંધળા પુત્ર સાથે તેની કન્યા આપવા માટે કદાપિ તેની જાળમાં ફસાવી શકે તેમ નથી તેથી તે જ્યોતીન્દ્રની બહારગામ જવાની રાહ જોઇ રહ્યો હતો તેવામાં તેણે એક દીવસે જ્યોતીન્દ્ર યુવક મંડળના કાંઇ કામ પ્રસંગે બહારગામ ગયો છે એવી બીના સાંભળતાંજ તે તેના મનમાં બોલી ઉઠયો "હું જે સમયની રાહ જોઇ રહ્યો હતો તે આવી પહોંચી છે. હવે મારૂં ધાર્યું હું કરી શકીશ. મને ફકત જ્યોતીન્દ્રનો ભય હતો પરંતુ તે ચાલ્યો ગયો છે. હવે મારા પાસા પોબાર છે તે બીચારામાં શું છે તાકાત કે મારૂં કહેવું અમાન્ય કરે ? જમનીયા ! પોબાર પોબાર તારા પાસા પોબાર. જે કાર્ય કરવાનું તે હાથમાં લીધું છે તે પાર પાડયા વિના રહ્યો છે કે રહેશે ? " આમ કહીને જ્યોતીન્દ્રના ઘર તરફ જવાને રવાને થવા ઘરમાંથી બહાર આવતો હતો તેવામાં તેના ઘરમાંજ બાળીકાએ છીંક ખાધી.

છીંકનો અવાજ સાંભળતાંજ જમનીયાના હૃદયમાં શંકા પેઠી કાર્ય પરિપુર્ણ કરી શકશે કે નહીં તે વિશે તેના અંતરાત્મામાં સંશય થવા લાગ્યો જો આ સમયે કોઇ બીજાએ છીંક ખાધી હોત તો તેને બેચાર સરસ્વતીનું આવાહન કર્યા સીવાય રહે તેમ ન હતો પરંતુ શું કરે? તેની બાળાએજ છીંક ખાધી હતી તેથી તે તેના ક્રોધને દબાવી ઘરમાંથી બહાર જવા જતો હતો તેવામાં તેના હર્ષીત હૃદયને બારણું નીચું છે તે તરફ ધ્યાન નહીં રહેવાથી તેનું માથું બારસાખ સાથે ભટકાયું.

આવી રીતે ઉપરાઉપરી બે અપશુકનો થવાથી જટીલ જમનીયાના હૃદયમાં આશંકાએ જબરૂં યુદ્ધ જમાવ્યું હતું પરંતુ જ્યોતીન્દ્રના પિતાને જો આજે તેની જાળમાં સપડાવવાનો સુઅવસર ગુમાવી દે તો તેવો સમય ફરીથી આવી પહોંચશે કે નહીં તે વિશે શંકા હોવાથી શુકન અપશુકનની પરવાહ કર્યા વિના તેણે જ્યોતીન્દ્રના પીતાના ઘર તરફ જવાનો નિશ્ચય કર્યો અને તે તરફ જવાને રવાના થઇ ગયો.

જ્યોતીન્દ્રના ઘર તરફ જવાને રવાના થઇ ગયેલો જમનીયો રસ્તે ચાલ્યો જતો જતો વિચાર કરતાં તેના મનમાં બોલવા લાગ્યો, "શું હું જ્યોતીન્દ્રના પિતાને મારી જાળમાં ફસાવી શકીશ? કેમ નહીં ફસાવી શકું? હું કોણ? જટીલ જમનીયો અત્યાર સુધી મેં જેને જેને મારી જાળમાં ફસાવવા ધાર્યા છે તેઓ કોઈ છટકી ગયા છે? નહીંજ. કેમ છટકી શકે. જો છટકી શકે તો પછી મારૂં નામ જટીલ જમનીયો શાનું? શંભુપ્રસાદ પટેલના ઘરનું લુણ આ રગેરગમાં વહે છે તો પછી તેનું કામ કરવા માટે

અનેક પ્રપંચો ખેલવા પડે તેથી શું ? અવશ્ય હું મારી જાળમાં જ્યોતીન્દ્રના પિતાને ફસાવી શકીશ. જો જ્યોતીન્દ્ર હોતતો તે કાર્ય થવું મુશ્કેલ હતું પરંતુ હવે તો કામ થઇ ગયેલુંજ સમજવું" આમ કહી કાર્યના વિજયના હર્ષમાં આનંદીત થતો તે જ્યોતીન્દ્રના પિતાના ઘર પાસે આવી પહોંચ્યો.

જ્યોતીન્દ્રનો પિતા આ સમયે ઘરમાં નહીં હતો તેથી તેણે જ્યારે ઘરે આવીને જ્યોતીન્દ્રના પિતા ઘરમાં છે કે નહીં તે વિશે સમાચાર પુછ્યા ત્યારે તેનો નકારમાં જવાબ મલવાથી તેની આશા નીરાશામાં ફેરવાઇ ગઇ. તેના મ્હોંપર ચમકતું હાસ્ય એક પળ માત્ર કયાંઇ લુપ્ત થઇ ગયું અને તેના મ્હોંપર વિષાદની છાયા તરવરવા લાગી. નિરાશ અને ભગ્ન હૃદયે તે જ્યોતીન્દ્રના ઘરેથી પટેલ શંભુપ્રસાદના ઘર તરફ ચાલ્યો જતો હતો તેવામાં તેણે દુરથી જ્યોતીન્દ્રના પિતાને આવતાં જોયો. જેથી તેના હૃદયમાં પાછો આનંદનો સાગર ઉછળવા લાગ્યો. જેથી તે પાછો આનંદીત બનીને તેના મનમાં બોલવા લાગ્યો, "ખરેખર ભાગ્યદેવી પણ આજે મારા પક્ષમાં બેઠેલી હોય તેમ જણાય છે. જો તેમ નહીં હતે તો જ્યોતીન્દ્રનો પિતા મને માર્ગમાં કયાંથી મળી જાત. આ માછલું મારી જાળમાં ફસાવાનું હશેજ અને વિધાતાએ તે નીર્માણ કર્યું હશે નહીંતર આવો સુઅવસર મળત ?" આમ વિચાર કરતો તે જ્યોતીન્દ્રના પિતાની છેક નજીક આવી પહોંચતાં બોલ્યો.

"પ્રેમશંકર ભાઇ ! કયાં ગયા હતા ? હું અગત્યનું કામ હોવાથી તમારા ઘરે ગયો હતો પરંતુ તમો ત્યાં નહીં હોવાથી હું ચાલ્યો જતો હતો ત્યાં ઠીક થયું કે તમો મળી ગયા."

"કેમ ભાઇ! મારૂં એવું તે શું કામ પડ્યું હતું કે તમો મારા ઘરે ગયા હતા? મારા ઘર તરફ આપના પગલા કરી તમોએ મારાપર મહાન ઉપકાર કર્યો. મારા ઘર તરફ આવવાની તસ્દી લેવાનું કારણ જણાવશો?"

"પ્રેમશંકર ભાઇ! મારા જેવા નિસ્વાર્થી મનુષ્ય તમોને આ જગતમાં કોઇ પણ જડશે નહીં. મારો એવો સ્વભાવજ થઇ ગયો તેમાં કરૂં શું? કોઇપણ માણસનું ભલું કરવું અને તેના માટે પ્રયત્ન કરવો તેતો મારૂં આ જન્મ કાર્ય થઇ પડ્યું છે. ભાઇ! આ જે ટેવ પડી તે હવે કાંઇ જવાની છે? જોકે બીજાના લાભ માટે આંટો મારતાં કેટલીક વખત મને પોતાને ગેરલાભ થાય છે પરંતુ ભલા બીજાને લાભ થતો હોય તો માણસ માત્રે પોતાને થતો ગેરલાભ સહન કરવા પ્રયત્ન કરવો, તે શું ઉચીત નથી. આમ વાતચીત કરતો કરતો તે જ્યોતીન્દ્રના પિતાની સાથે તેના ઘેર આવી પહોંચ્યો. જમનીયાને જોતાંજ જ્યોતીન્દ્રની માતાના હૃદયમાં ફાળ પડી. શા માટે જમનીયાના પગલાં અહીં આવ્યા હશે તે વીશે કાંઇ વધુ કલ્પી નહી શકવાથી તે તેના મનમાં બોલવા લાગી "આ કાળ-મુખો શા માટે અહીં આવ્યો હશે? નક્કી કાંઈ તે દાવપેચ રમવાને અહીં આવ્યો હોય તેમ તેના વારંવાર ઝળકતા મ્હોંપર જણાઇ આવે છે. તેઓ બંને વચ્ચે જે વાતચીત થાય તે મારે સાંભળવા પ્રયત્ન કરવોજ જોઇએ." આમ કહીને જ્યોતીન્દ્રનો પિતા પ્રેમશંકર અને જટીલ જમનીયો જ્યાં વાર્તાલાપ કરતા બેઠા હતા ત્યાં શાક લઇને તે સમારવાનું બ્હાનું કાઢીને બારણાં આગળ બેઠી બેઠી બંનેની વાર્તાલાપ સાંભળવા લાગી.

જમનીયાને લઈને ઘરમાં આવતાંજ પ્રેમશંકર જમનીયા પ્રત્યે બોલ્યો "આપના પગલા આ તરફ થવાનું કારણ જણાવી સેવકને ઉપકાર કરવા કૃપા કરશો ?"

"પ્રેમશંકરભાઈ તમો તો વિવેકી છો. તેથી આટલો બધો વીવેક કરો છો; પરંતુ મારામાં અને તમારામાં કંઈજ જુદાઈજ નહીં જાણતાં આજે હું તમારી પાસે તમારા લાભની એક વાત કહેવા આવ્યો છું તે માન્ય કરશો કે નહીં ?" વાત કહેવા પહેલાં પ્રેમશંકરનું વચન લઈ લેવાની જાળ બીછાવતાં જમનીયો બોલ્યો.

"પરંતુ વાત જાણ્યા પહેલાં તે વીશે હું અભીપ્રાય પણ કેમ આપી શકું ? તમે જે કહેવા ઇચ્છતા હો તે સુખેથી કહો. જો તમારૂં કહેવું માન્ય કરવા જેવું હશે તો એવો કોણ હશે કે તમારા જેવા જ્ઞાતિના સ્થંભરૂપ ગણાતા માનવીનું કહેવું અમાન્ય કરશે ?"

જો અમાન્ય કરે તો તમારા જેવાજ કરે તેમ છે, બીજી કોની માએ સવાશેર સુંઠ ખાધી છે કે મારી માંગણી ન સ્વીકારે ? પરંતુ તમારા જ્યોતીન્દ્રે તો પટેલીઆઓ સામે બાથ બીડી છે તેથી તમો જે ન કરી શકો તેટલું થોડું." પ્રેમશંકરના હૃદયના ભાવો જાણવાના હેતુથી જમનીયો બોલ્યો.

"તમારૂં કહેવું ખરૂં છે. તમારી શંકા યોગ્ય છે, પરંતુ જમનીઆ ભાઈ! તેમાં જ્યોતીન્દ્ર શું ખોટું કરે છે ?"

પ્રેમશંકરના આ શબ્દો સાંભળતાંજ જમનીયાના હૃદયમાં તેલ રેડાયું. કાર્ય કર્યા વીના આ સ્થળેથી પાછું જવું પડશે તેમ તેને જણાયું. પરંતુ હવે એક વખત પ્રેમશંકરને તેની જાળમાં બીછાવવાનો ફરી પ્રયત્ન કરી જોવાનો નિશ્ચય કરીને બોલ્યો.

"તમારૂં કહેવું સત્ય છે. જ્યોતિન્દ્ર તેમાં કંઇપણ ખરાબ કાર્ય કરતો નથી. પરંતુ સેંકડો વર્ષ થયા બાપદાદાની ચાલી આવતી પ્રથાને તમારા જેવા પણ જ્યારે તોડી પાડવામાં સહાય કરશે ત્યારે પછી પૃથ્વી તો રસાતળજ જશેને?

જમનીઆના આ શબ્દો સાંભળતાંજ જુના વિચારો જે પ્રેમ-શંકરના હૃદયમાં અત્યાર સુધી પુરાઇ રહ્યા હતા તે એક પછી એક ઉછળવા લાગ્યા. તેને પણ પટેલીઆઓની પ્રથાનો નાશ થતો જોઇ પ્રલયકાળનો સમય નજીક આવલો જણાયો. આથી તે જમનીઆ પ્રત્યે બોલ્યો. "કહો આ સેવક તમારી શું સેવા બજાવે?"

પ્રેમશંકરના આ શબ્દોએ જમનીઆના હૃદયમાં આનંદની ઉર્મીઓ ઉછળાવી મુકી. હવે તે જે કાર્ય કરવાને આવ્યો છે તે પૂર્ણ થવાનો સમય આવી પહોંચ્યો છે તે જોઇને પ્રેમશંકર પ્રત્યે બોલ્યોઃ "ભાઇ! શંભુપ્રસાદ પટેલે તમારી પુત્રીનું માગુ કરવાને મોકલાવ્યો છે. બોલો તમારે કબુલ છે."

"કોની સાથે?"

"લ્યો, એટલુંએ ન સમજ્યા કે? બીજા કોની સાથે? તેમના ઈન્દુભાઇ સાથે. કેવો રૂપાળો છોકરો છે?"

અત્યાર સુધી જમનીઆ તથા પ્રેમશંકરનો વાર્તાલાપ સાંભળતી જ્યોતિન્દ્રની માતા ગુપચુપ બેઠી હતી તે આ શબ્દો સાંભળતાંજ બોલી ઉઠીઃ "રૂપાળાને શું બાળવો છે? આંખે આંધળો છે તેને કોણ છોકરી આપવાનું હતું? મુઆ! મારી રતન જેવી દીકરીનું તે

આંધળા સાથે માગુ કરવા આવતાં પણ તને શરમ ન આવી? અને તારા માસીના દીકરાને કયાં છોકરીઓ નથી. એક ગાડું ભરાય એટલી તો છે. તેમાંથી એકાદીને ધૃતરાષ્ટ્રના હાથમાં સોંપી દેને? તે આંધળાને તારા ઘરનીજ છોકરી પરણાવી તેનોજ ભવ બાળને. મારી દીકરીનો શા માટે વેરી થવા આવ્યો છે?"

જ્યોતિન્દ્રની માતાના ઉપલા શબ્દો જમનીઆના હૃદયમાં તીરની માફક ભોંકાતા હતા. પરંતુ સ્વાર્થી મનુષ્ય સ્વાર્થમાં અંધ થયેલો હોવાથી જગતને સ્વાર્થમય જુએ છે તે સુત્ર અનુસાર જમનીઓ પણ સર્વને જોતો હોવાથી જ્યોતિન્દ્રની માતાના શબ્દો સહી જતાં બોલ્યો:

"બ્હેન! હું પ્રેમશંકરભાઈ સાથે વાર્તાલાપ કરૂં છું તેમાં તમે શા માટે માથું મારો છો? કેમ પ્રેમશંકરભાઇ! આ સંબંધી તમારો શું મત છે?"

"અરે જમનીઆ ભાઇ! તમારામાં તે કંઇ અક્કલ છે કે નહિ? એવો તે કોઇ મૂર્ખો હશે કે પોતાની પુત્રિને છતી આંખે કુવામાં નાખશે? તેમ બનવું તદન અસંભવિત છે. ચાલ્યો જાય છે કે નહિ મારા ઘરમાંથી નહિંતર જોયું છે આ ઝાડુ?" જ્યોતિન્દ્રની માતા પાસે પડેલું ઝાડુ ઉઠાવીને અસુરમર્દની મહામાયાના જેવું સ્વરૂપ ધરતાં બોલી ઉઠી.

જ્યોતિન્દ્રની માતાનું જોગમાયા જેવું સ્વરૂપ જોતાંજ જમની-આનું હૃદય થરથર કંપવા લાગ્યું. આજે કાર્યની સફળતા કર્યા વગર પાછું જવું પડતું હોવાથી તેનું હૃદય બળતું હતું પરંતુ

આજે ફાવવાની એક પણ યુક્તિ તેને નહીં જણાયાથી ત્યાંથી ચાલ્યા જવાનો દૃઢ નિશ્ચય કરીને પ્રેમશંકર પ્રત્યે બોલ્યોઃ "તમે શું જવાબ આપો છો ? જો જો વિચારીને જવાબ આપજો, ભલા થઇને મારૂં કહ્યું માની જાવ તો ઠીક છે, નહિંતર ખત્તા ખાશો. શંભુપ્રસાદ પટેલ તમોને હેરાન કરવામાં જરાપણ પાછી પાની નહીં કરે. એવો કોણ છે કે જે ગામમાં શંભુપ્રસાદ પટેલની વિરૂદ્ધ થઈ તમારો પક્ષ કરશે ? શા માટે હેરાન થવા પ્રયત્ન કરો છો ? મારી સલાહ માની ને તેમની માંગણી સ્વીકારી લ્યો તેમાંજ તમારૂં કલ્યાણ છે. તમો સન્માનને ઇચ્છો છો કે અપમાન ? જો જ્ઞાતિમાં હડધુત થવા ઇચ્છતા હો તોજ આ માર્ગ પકડજો."

"ચાલ, ચાલ. જલ્દી જાય છે કે નહીં. નિર્દોષ બાળાના ભવનું અકલ્યાણ કરી તેનો ભવ બોળી તેમાંથી મળતા બે પૈસાથી તારા પાપી પેટને પોષતા ઓ પામર માનવી જલ્દી અહીંથી ચાલ્યો જા, નહિ તો જોયું છે આ ઝાડુ ?" આમ કહીને જ્યોતિન્દ્રની માતાએ જમનીઆ તરફ ઝાડુ ફેંક્યું.

આથી પોતાનું અપમાન થએલું જોઇ જમનીઓ પ્રેમશંકર પ્રત્યે બોલ્યોઃ "પ્રેમશંકર ! તારા સુખના દહાડા ભરાઈ ચુકયા હોય એમ મને જણાય છે. બચ્ચા ! જો આનું વેર ન લઉં તો મારૂં નામ જમનીઓ નહીં. તેં આજે મારૂં નહીં પણ શંભુપ્રસાદ શેઠનું અપમાન કર્યું છે તે તારા ખ્યાલમાં છે ? આમ કહી અપમાનિત થએલો જમનીઓ શંભુપ્રસાદ પટેલના ઘર તરફ જવાને રવાના થઇ ગયો.



**સમાજનો સડો**—"ચાલ, ચાંડાળ! દુર થા. તારા જેવા પાપીના મારે
પગલાં ?" આમ કહીને જગદંબા સ્વરૂપ ઉગ્ર બની ગયેલી સુમિત્રાએ તેના હાથમ

# પ્રકરણ ૧૪ મું.

## સત્તાનું જોમ.

કેમ શું કરી આવ્યો ? સીંહ કે શીયાળ ? જટીલ જમનીયાને જોતાંજ શંભુપ્રસાદ પટેલ બોલી ઉઠયા.

પરંતુ શંભુપ્રસાદનો પ્રશ્નનો કાંઇ જવાબ નહીં આપતાં જમનીયાને મૌન રહેલો જોઇ શંભુપ્રસાદના હૃદયમાં ચટપટી થવા લાગી. જમનીયાનું મૌન્ય તેમને શલ્યની માફક ખુંચવા લાગ્યું. વધુ સમય જમનીયાનું મૌન્ય સહન નહીં કરી શકવાથી શંભુપ્રસાદ પટેલ જમનીયા પ્રત્યે બોલ્યા. 'કેમ મ્હોમાં જીભ તો છેને ? કયારનોય પુછી રહ્યો છું છતાં જવાબ કેમ નથી આપતો ? બ્હેરો તો નથી થઇ ગયો ને ? નીલંજ ! મુંગો શું મરી રહ્યો છે ? તારા મૌન્યથી મારા હૃદયમાં શું થતું હશે તે તું કલ્પી શકશે કે ? ચાલ જલ્દી જવાબ દે ! જે કાર્ય કરવા ગયો હતો તેમાં સફળતા મેળવી કે વીલે મ્હોંએ પાછો આવ્યો ? ભસી મરને ? કોણ તને ખાઇ જવાનું હતું પરંતુ શું કરી આવ્યો તે તો ભસી મર.'

શંભુપ્રસાદ કાર્યની સફળતા કરી આવ્યો નથી આમ જો તરતજ કહી આપશે તો તેના ક્રોધની હદ નહીં રહે તેમ જમનીયો જાણતો હોવાથી શંભુપ્રસાદ જે બોલતા હતા તે નીચે મ્હોંએ સાંભળતાંજ આનંદ માની જમનીયો મૌન ધારણ કરીને શંભુપ્રસાદ પટેલ જે બોલ્યે જતા હતા તે સાંભળ્યા સિવાય જરા પણ કાન ઉંચા કરતો ન હતો, આથી છેવટે કંટાળીને શંભુપ્રસાદ શેઠ જમનીયા પ્રત્યે બોલ્યા. 'જમનીયા ! આમ છેક અવાક જેવો કેમ

થઈ ગયો છે? તારૂં મૌન મને વધારે શંકાશીલ બનાવે છે. માટે જે થયું હોય તે વિગતવાર જણાવી દે. મારો તારા પર સંપૂર્ણ વિશ્વાસ છે. તું કદાપિ મારૂં અહીત કરવાના પ્રયત્નો નહિં કરે તે હું જાણું છું અને તેથીજ તને આ કાર્ય સોંપેલું છે! પરંતુ જે થયું હોય, જે વાતચીત થઇ હોય તે મ્હોં ઉઘાડીને જણાવતાં શા માટે અચકાય છે? ખુલ્લે ખુલ્લું જણાવે તો તેના ઉપાયો પણ લઇ શકાય.'

શંભુપ્રસાદ પટેલના છેલ્લા શબ્દો સાંભળતાં જમનીયાના હૃદયમાં કાંઇક શાંતીનો વાસ થયો. છેલ્લા શબ્દો પરથી તેને જણાયું કે હવે મ્હેંકાણના સમાચાર જણાવવામાં કોઇપણ જાતનો વાંધો નથી કારણ કે શંભુપ્રસાદ શેઠના મગજરૂપી બોઇલરમાંથી જેટલી વરાળ નીકળવાની હતી તે નીકળી ગઇ છે. હવે વધુ વરાળ નીકળવાનો સંભવ નથી તેથી હવે વાત જણાવવામાં કોઇપણ જાતની હરકત નથી અને વધુમાં વળી શંભુપ્રસાદ શેઠ મારા મૌનથી મારી વાત જાણવાને વધુ આતુર બન્યા છે આમ વાત જણાવવાના સર્વ અનુકુળ પ્રસંગ જોઇ જમનીયો બોલ્યો.

'શંભુપ્રસાદભાઇ! વાત વંઠી ગઈ છે. એ તો બધું ઠીક, પરંતુ એક રાંડે; એક સ્ત્રી જાતીએ મારા જેવા જ્ઞાતીના મોભાદાર આદમીનું અપમાન કર્યું છે. આ શું ઓછી હીણપતની વાત કહેવાય? શંભુપ્રસાદભાઇ! જો સમજો તો આ અપમાન મારૂં નહીં પણ જ્ઞાતિના પટેલ શંભુપ્રસાદનુંજ થયું છે. કારણ કે હું કાંઇ મારા કામ વાસ્તે નહિં, પરંતુ તમારા કામ વાસ્તેજ ગયો હતો તેથી મારા કરતાં પણ તમારૂં આમાં અધિક અપમાન થયું છે.

જમનીયાના આ ગોળ ગોળ ઉત્તર પરથી કાંઇ સાર નહીં કાઢી શકવાથી શંભુપ્રસાદ તેના પ્રત્યે બોલ્યા. 'જમનીયા ! અપમાન કેવું ? નાક શાનું કપાયું ? આ તું શું બકે છે ? શું જ્યોતિન્દ્રના પીતાએ તેની પુત્રી ઇન્દુની સાથે આપવા ના કહી ? રાંડ એટલે સ્ત્રી કોણ ? તું શું કહેવા ઇચ્છે છે તે તારા આ બબડાટમાંથી હું કાંઇ સમજી શકતો નથી માટે તારે જે કહેવું હોય તે વિગતવાર જણાવ કે જેથી શું કરવું તેનો વિચાર કરી શકાય.

એમાં કરવું તે શું હતું મારૂં કપાળ ? અને હ્યો મોટા પટેલીઆ થયા છે ! એટલુંયે ન સમજ્યા કે ? થઇ રહ્યું મને પણ તમારા પટેલીયાનું આવી બન્યું હોય તેમ જણાય છે. નહીંતર તમો કોણ ? જ્ઞાતિ પટેલ ! માણસના એક શબ્દમાંથી તેને ઓળખી જનાર, દુધમાંથી પણ પોરા કાઢનારા તમો જ્ઞાતિના આગેવાન કેસરીસિંહ જેવા પણ આમ બોલે કે ? શંભુપ્રસાદ ભાઇ ! આ શું બોલો છો. આવા વેણ બોલતાં પણ તમને શરમ નથી આવતી કે ?

જમનીયાના આ શબ્દો સાંભળતાંજ શંભુપ્રસાદ પણ કાંઇ વીચારમાં પડી ગયા. છેવટે જમનીયા પાસેથી વધુ વીગત જાણવાના હેતુથી તેઓએ તેને પુછ્યું ! જમનીયા ફતેહ મેળવી આવ્યો છે ને ? આમ ટેલટપા કરતાં તને હાંસી થાય છે પરંતુ તમોને શું થતું હશે તેનો તેને ખયાલ છે કે ? હવે ! જે સાચે સાચું હોય તે કહી દેઇ ?

શંભુપ્રસાદને મીથ્યા ભ્રમમાં ભમતો જોઇ અને તેને ખાલી ભ્રમમાં રહેવા દેવો તે જમનીયાને યોગ્ય નહીં જણાતાં તે તેના પ્રત્યે બોલ્યો. 'શંભુપ્રસાદ ભાઇ ! બીચારો જ્યોતીન્દ્રનો પીતા

તો એક અક્કરાફ માણસ છે પરંતુ તેની પત્ની ખરેખર કર્કશા, અરે કર્કશા તો શું પરંતુ તેનાથી આગળ વધીને જોઇએ કહું તો સીંહણ જેવી છે. તેના હાથમાં આવ્યો તેના બારજ વાગી ગયા સમજવા.

પરંતુ આટલું લાણું ટાયલું કર્યું છતાં તે શું કરી આવ્યો તે જણાવવાની તો જરાપણ તસ્દી લીધી નથી તો તું કરી શું આવ્યો તે તો કહે જોઇ?

વારંવાર શું કરી આવ્યો. શું કરી આવ્યો તેમ શંભુપ્રસાદને પુછતાં જોઈ જમનીયો બોલ્યો! કરી શું આવે હજામત! એક વખત તો તમને જણાવી દીધું છતાંય શા માટે પુછો છે. કે શું કરી આવ્યો.

જમનીયા જરા મ્હોં સંભારીને બોલતો જા તારા લક્ષમાં છે કે અત્યારે તું આ કોની સાથે બોલી રહ્યો છે?

"કેમ નહી બાપજી! તે તો ધ્યાન બહાર જતું હશે કે તમો તો જ્ઞાતિ પટેલ છો હું તો તમારી ગાય કહેવાઉં, ગાય, મારા તે બોલ્યા સામું જોવાતું હશે કે?' શંભુપ્રસાદના શબ્દો સાંભળી કાંઇક ઉંધુ વેતરાઇ ગયું હોવું જોઇએ તેવું જણાતાં જમનીયો બોલ્યો.

ત્યારે જલદી ભસી મરને જે કરી આવ્યો હોય તે?

'શંભુપ્રસાદભાઇ! આજે મેં કોનું મોઢું જોયું હશે તે કહો જોઉં? ખરેખર આજે તો કોઇ એવા માણસનું મ્હોં જોયું હશે કે આજનો મારો આખો દીવસ ખરાબ ગયો. ભાઇ બાયડીની એ જાત

છે ને ? બહુ પાકી, જ્યોતીન્દ્રનો પીતા તમને કાંઇ બોલે તો કદાચ તમો જ્ઞાતિ પટેલ હોવાથી કાંઇક હરકત કરો તે કારણથી, જ્યોતીન્દ્રના પીતાને કાંઇ બોલવા ન દેતાં પોતેજ બોલવા લાગી કેમ જાણે સાક્ષાત કાલીકાનો અવતાર ન હોય ?

'તેણે શું કહ્યું ? તારો આદર સત્કાર તો કર્યો કે નહીં ?'

'કેમ નહીં તમારા તરફથી જનારનો તે વળી આદર સત્કાર ન થાય કે ? ભાઇ ! તે તો મને જતાં વેંતજ નવાજવા લાગી. તેણે મને સારૂં સારૂં જણાવા દીધું કે શંભુપ્રસાદનો છોકરો ન વળતો હોય તો ભેંસ કે ગધેડી પરણાવે. પરંતુ મારી રતન જેવી દીકરીનો ભવ નહીં બગાડું.'

'હેં ! આવું ભયંકર અપમાન ! ત્યારે તો તે લોકોનું આવી બન્યુંજ સમજજે, મારૂં આપમાન કરી મારી સામે થઇ કોઇ પણ સુખરૂપ રહી શકયો છે કે તે રહી શકશે ?'

'એમાં રહેવાનું શું હતું તમે તેને શું કરી શકવાના હતા ? તેની ઇચ્છા તેની પુત્રિ તમારા દીકરા સાથે આપવાની નથી તો તમે શું કરી શકશો ?'

'એ વાતપર તારે લક્ષ આપવાનું નથી પરંતુ જ્યોતીન્દ્રની માતાએ તને શું કહ્યું તે કહે જોઉં ?'

'મેં જ્યારે જ્યોતીન્દ્રના પીતાને આ સંબધે વાતચીત કરી ત્યારે જ્યોતીન્દ્રનો પીતા તો આ વાત સાંભળીને કાંઇ ઉતર નહીં આપતાં ચુપ રહ્યા પરંતુ જ્યોતીન્દ્રની માતા જ્યોતીન્દ્રના પીતાને સ્વસ્થ જોઇ બોલી. જમનીયા ભાઇ ! તમો પારકી છોકરીઓના

ભવ બગાડવાનાજ ધંધા કરો છો કે? તે આંધળા ધૃતરાષ્ટ્રને કોણ દીકરી આપશે? એવો કોઇ નહીં હોય જે પોતે ઉઘાડી આંખે તેની પુત્રીને કુવામાં નાંખશે, અને હવે તમે તો જરા વીચાર કરો હવે તમારે કેટલાક વરસ સુધી આવી નીર્દોષ બાળાઓના લોહીનું લીલામ કરી દલાલી ખાવી છે? શું તમોને પરમાત્માનો જરા પણ ડર નથી લાગતો? આવી કેટલીક નીર્દોષ બાળાનું બલીદાન લીધું છે તે જણાવો જોઇ?

આ શબ્દો જેમ જેમ શંભુપ્રસાદ સાંભળ્યે જતો હતો. તેમ તેમ તેના મ્હોં પર અવનવા રંગોનો ફેરફાર થતો હતો છેવટે જ્યારે જમનીયો બોલતો બંધ રહ્યો ત્યારે તે જમનીયાને ઉદ્દેશીને બોલ્યા 'જમનીયા' શું આવા અભીમાની વેણુ જ્યોતીન્દ્રની માતા બોલી! શું એક સ્ત્રી જાતી કે જે અબળા કહેવાય તેણે મારા જેવા જ્ઞાતિ પટેલનું આવું ઘોર અપમાન કર્યું?

જમનીયા! મને નકકી જણાય છે કે જ્યોતીન્દ્રના કુલનું હવે અનીષ્ટ થવાનું નજીક આવેલું જોઇએ. નહીંતર મારા જેવા જ્ઞાતિના નાક સમાન જ્ઞાતિ પટેલ સામે આવા શબ્દો ઉચારવાની તે અબળા હીંમત કરી શકે કે? જમનીયા! હવે તો કોઈ પણ પ્રકારે ગમે તે યુકતી પ્રયુકતી કરીને જ્યારે જયોતીન્દ્રની બહેનની સગાઇ ઇન્દુ સાથે કરૂં ત્યારેજ મારૂં નામ શંભુપ્રસાદ. જયોતીન્દ્રનો પીતા મારી પાસે શું હીસાબમાં! તેને લાચાર બનાવી તેની પુત્રીને લીધેજ છુટકો કરૂં. જો તે પણ મારી માગણીનો ઇન્કાર કરશે તો તેને પણ કડવા ફળ ચાખવા પડશે. મારા અપમાનનો બદલો વાળવા હું આકાશ જમીન એક કરીશ. હું એટલે કોણ? જ્ઞાતિ પટેલ! મારૂં

નામ સાંભળતાંજ માણસોનો પેશાબ છુટી જતો હતો ત્યાં એક અબળા મારૂં અપમાન કરવાનો પ્રયત્ન કરે તે હું કેમ સહી શકું? જમનીયા! શું આ મારા વીચારો તને અયોગ્ય લાગે છે? ઇન્દુ આંધળો છે તેથી શું? તેને રહેવાને ઘર અને ખાવાને ધન હું તેના નામ પર બીજાને ત્યાં મુકવાને તૈયાર નથી.

જયોતીન્દ્ર! તું અને તારો પીતા આજે ઠીક મારા સપાટામાં સપડાયાં છો. બચ્ચાજી સમાજ સુધારા કરવાના બરાડા મારો છો, પટેલીઆઓની જોહુકમી અને આપખુદ સત્તા વીશે પોકાર મચાવો છો તે પહેલાં યાદ રાખજો કે જ્યારે તમોને હું મારી આપખુદ સત્તા અને જોહુકમીના જોરમાં ઝેર કરીશ. તમોને જ્ઞાતીની આપખુદ ચક્કીમાં પીસીને ધુળ ચાટતા કરી મારા પગ ચાટતા આવતા કરીશ. સમાજના સીતમગાર યંત્રમાં તમારૂં લોહી કાઢી તમોને જ્ઞાતી પટેલના આજ્ઞાધારી બનાવીશ ત્યારેજ હું જંપીને બેસીશ.

આવી રીતે શંભુપ્રસાદ શેઠ જ્યોતીન્દ્રના કુટુંબને કેવી રીતે પાયમાલ કરવું તે વીશે વીચારો કરી રહ્યા છે તેવામાં જમનીયાને કાંઇક વીચાર આવવાથી તે બોલ્યો 'શંભુપ્રસાદ ભાઇ! કદાચ આમાં જ્યોતીન્દ્રનો વાંક હશે તેની માતાનો ગુન્હો હશે પરંતુ તેના પીતાનો શું ગુન્હો? એતો બીચારો એક શબ્દ પણ બોલ્યો નથી. નીર્દોષને બચાવવો તે મારી ફરજ છે માટે શંભુપ્રસાદ શેઠ બિચારા પ્રેમશંકરનો તેમાં શું વાંક? તેને અવશય બચાવવોજ જોઇએ. જો મારી તેવીજ ઇચ્છા છે તો જા તું પ્રેમશંકરને અહીંઆ બોલાવી લાવ, આપણે ઇંદુને તેની લક્ષ્મી આપવા તેને સમજાવીશું અને જો તે આપણી માગણીનો અનાદાર કરશે તો તેની પણ જયોતીન્દ્ર અને તેની માતાના જેવીજ સ્થીતી થશે.

જમનીયા! તેઓ હજુ મારી સત્તાથી અજાણ હોય તેમ જણાય છે પરંતુ જો હું ધારૂ તો તેમને તોબા તોબા પોકરાવી મારા પગ ચાટતા કરી શકું તેમ છું. જા જલદી જા જમનીયા પ્રેમશંકરને તેડીને અહીં પાછો જલદી આવજે. તેને કહેજે કે જો શંભુપ્રસાદ પટેલની આજ્ઞાનું ઉલંઘન કર્યું છે તો પછી ભારી થઇ પડશે. જ્ઞાતીમાં રહેવું મુશકેલ થશે અને શંભુપ્રસાદ શેઠ તેનાથી વર્ષાવાશે તેટલી સીતમગીરી તમારાપર વર્ષાવ્યા વીના નહીં રહે.

પરંતુ જમનીયા આમાં તેનો એકમાંનો કોઇ વાંક હોય તેમ જણાતું નથી તુંજ તેને કાંઇ ગુરૂમંત્ર આપી દેતો નથીને જો આ વખતે કાર્ય સફળ નથી થયું તો તારા પણ બુરા હાલ છે જા સત્વરે રવાના થઇ જા.

શંભુપ્રસાદના આ છેલ્લા શબ્દો! જો આ વખતે કાર્ય સફળ નથી થયું તો તારા પણ બુરા હાલ છે! તે બબડતો બબડતો અને તેનાપર આવી પડેલી વિપતીમાંથી ઉગારવા ઇશ્વરને પ્રાર્થના કરતો જમનીયા જ્યોતીન્દ્રના પીતાને પટેલ શંભુસસાદ પાસે તેડી લાવવા માટે જ્યોતીન્દ્રના પીતાના ઘર તરફ જવાને રવાના થઇ ગયો.

વાંચક! મામલો રંગે ચડયો છે સમય કટાકટીનો છે. આપણી પણ ઉત્કંઠા વધતીજ જાય છે કે આ વીસમી સદીના સ્વતંત્રતાના યુગમાં કોના પાસા પોબાર પડશે! જુલ્મગારોના પાસા કે નીર્દોષના? પોતાની જોહુકમી અને આપખુદ સત્તાના બળે પોતાના આંધળા છોકરાને પરણાવામાં શંભુપ્રસાદ ફાવશે કે, **સમાજનો સડો** દુર કરી સમાજની પુનઃરચના કરી સમાજની ઉન્નતી સાધવાના પ્રયત્નો કરનાર જ્યોતીન્દ્રનો જય થશે? કોકડું ગુંચવાયેલું છે. આ કોયડાનો કેવી રીતે ઉકેલ થશે તે તો પરમાત્મા જાણે પરંતુ જ્યોતીન્દ્ર તેના ધ્યેય પ્રમાણે કોયડાનો ઉકેલ કરવાને ફાવશે કે નહી?

# પ્રકરણ ૧૫ મું.

## જેમાં શંભુપ્રસાદના પાસા પોબાર પડે છે.

જમનીયાના ચાલ્યા ગયા પછી શંભુપ્રસાદ પટેલની જોહુકમી, આપ ખુદ સત્તાને ત્રાસથી ભયભીત બનીને જ્યોતીન્દ્રનો પીતા તેની પત્ની પ્રત્યે બોલ્યો જમનીયાને તેં અપમાનીત કરીને કાઢયો તેમાં હું કાંઇક અનીષ્ઠ જોઇ રહ્યો છું કારણ કે જમનીયાનું તેં કરેલું અપમાન શંભુપ્રસાદ શેઠ પોતાનુંજ ગણી લેશે, અને આપણને અનેક રીતે સતાવવાની યુક્તિ પ્રયુક્તિઓ શોધયા વિના રહેશે નહીં.

બ......અ......સ......આટલીજ હીંમત કે? તમારા કરતાં તો અમે બઇરાં સારાં. શું તેની શેહમાં દબાઇ દેવાંગના સમી દીકરીને ખાડમાં નાંખીએ? એના કરતાં તો બહેતર છે કે દીકરીને ઝેરજ પાઇ દયો કે જેથી કાંઇ ફીકરજ નહી.

જયોતીન્દ્રની માતાના આ સણસણતા તીર સમાન શબ્દો જ્યોતીન્દ્રના પીતાના કાળજાને વીંધી આરપાર નીકળી જતા હતા. તેની પત્નીનો એકએક શબ્દ તેના હૃદયમાં સોયની માફક ખુંચતો હતો, તેનો અંતરાત્મા પણ તેને આ કાર્ય કરવાની ના કહી રહ્યો હતો પરંતુ શંભુપ્રસાદ પટેલની પટેલાઇના રૂવાબમાં તેની સત્તાની ધાકમાં તે દબાઇ ગયો હોવાથી શું કરવું અને શું ન કરવું તે તેને કાંઇ સુજતું ન હતું તેથી તેની પત્નીને કાંઇ ઉત્તર નહીં આપતા તે મૌન્ય સેવ્યે જતો હતો.

પતીના દીર્ઘકાળના મૌન્યથી કંટાળી ગયેલી સુમિત્રા વધુ સમય સુધી હવે મૌન્ય સહન ન કરી શકી તેની બાળ પુત્રિનો ભવ બગડતો

જોઇ તેનું હૃદય કાબુ ગુમાવી બેઠું હતું તે અત્યારે અબળામાંથી પ્રબળા બની ગઇ હતી તેથી સીંહણુ સમાન ગર્જના કરતી તે જયોતીન્દ્રના પીતા પ્રત્યે બોલી.

"કેમ બોલતા નથી ? મારી દીકરીનો ભવ બોળવા તમારો જમનીયો અને અનેક પર તેની પટેલાઇનો ત્રાસ વર્તાવતો શંભુપ્રસાદ તનતોડ પ્રયત્ન કરી રહ્યા છે છતાં પણુ કેમ જાણે સંસારની સાથે તમારે કાંઇ લેવા દેવા ન હોય તેમ તમો શાંતિ ધારણુ કરી રહ્યા છો. શું તમોએ શંભુપ્રસાદના ત્રાસથી કંટાળી સંન્યસી લેવાનો વિચાર કર્યો છે ?

"દેવી ! શું કહું ? લક્ષ્મી મારા ઘરની લક્ષ્મી છે અને તું તો સાક્ષાત મારી ભાગ્યવિધાતા છે પરંતુ શું કરૂં ? કાંઇ સુજતું નથી, આ કાળચક્રના દુતો પાસેથી મારે મારી લક્ષ્મીને કેમ બચાવવી તેનો રસ્તો મને શોધ્યો પણુ જડતો નથી."

'એટલે શું લક્ષ્મીને શંભુપ્રસાદના 'ધ્રુતરાષ્ટ્ર' સાથે વરાવવી તેજ તમારી અભિલાષા છે ?"

"જો કે તેવી અભિલાષા મારા હૃદયના છેક ઉંડાણુમાંથી નથી છતાં સમયને માન આપી તેમ કર્યા વિના ચાલે તેમ નથી."

"જ્યારે તમારૂં હૃદય તમોને આ કાર્ય કરવાની સાફ સાફ ના કહી રહ્યું છે તો પછી શા માટે અંતરાત્માની વિરૂદ્ધ કાર્ય કરવાને પ્રેરાવ છો ?"

"દેવી ! શું કહું મારા હૃદયમાં અગ્નિ પ્રજ્વલી રહ્યો છે. આ વાત સાંભળતાંજ મારૂં હૃદય બળીને ખાખ થઇ જાય છોં કોઇની નહિં ને મારીજ પુત્રી આજે '**સમાજના સડા**'માં બળીદાન

રૂપે હોમાય છે. સમાજોદ્ધારના સ્વરૂપને સેવતા સમાજના માટે મરી ફીટવાની પ્રેરણા ધરાવનાર સમાજના સડાઓ દુર કરી સમાજની ઉન્નતિ ઇચ્છનાર જ્યોતિન્દ્રની બ્હેન આજે મારીજ નીર્બળતાના કારણે શંભુપ્રસાદ પટેલના અસહ્ય ત્રાસ બેસુમાર જુલ્મ અને અનેક હડધુતોમાંથી બચવા માટે બળીદાનરૂપે હોમાય છે."

ઓ દેવ ! તારી પણ અકળગતી છેને ! શા માટે મારા પર રૂઠયો છે ? મારા સંસારમાં સ્વર્ગનો દીવ્ય અલૌકિક આનંદ આપતા ઘરમાં શા માટે ઝેરની વૃષ્ટી વરસાવે છે ? ઓ દેવ ! ઓ દેવ ! બચાવ, મારી લક્ષ્મીને મારી બાળીકાને ક્રુર કાળનો ગ્રાસ થતી બચાવ ?"

"પોતાની નિર્બળતાનો ત્યાગ કર્યા વિના પોતાની પુત્રિને બચાવવાનું પોતાનાજ હાથમાં હોવા છતાં પોતે બચાવવાનો દ્રઢ નિશ્ચય કર્યા વિના પરમાત્મા શું કરી શકવાનો હતો ? નિશ્ચય કરો. પ્રતીજ્ઞા લ્યો કે આ દેહ જાયે, ધનમાલ મીલકત ફના થઇ જાયે, ભલે ગ્નાતીમાં અપમાન સહન કરવું પડે પરંતુ લક્ષ્મીનું બળીદાન તો હું આ જન્મમાં નહીં આપું તે નહીંજ આપું. આવું કાંઇક કરી બતાવો અને પછી પરમાત્મા પણ જુએ કે તમો દ્રઢ નીશ્ચયી છો તો તે તમારા તરફ કાંઇક દયા બતાવવાનો નીશ્ચય કરે."

તમારે કાંઇ કરવું નથી. ખોટા મીથ્યાભિમાનમાં તણાવું છે. ગ્નાતીના પટેલના હજારો નીર્દોષોને છુંદી નાંખતા અત્યાચારમાં ઘુંદાવું છે. નથી કરવો તેમાંથી બચવાનો ઉપાય કે નથી યોજવો તેમાંથી હજારોને બચાવી તેના આશિર્વાદ મેળવવાનો ઉપાય.

નાથ ! તોડો, તોડો, સત્વરે તમારા જોહુકમીનું જોર ચલાવતા હજારો નીર્દોષ માનવીઓપર તેમના અત્યાચારનો કોરડો ફેરવતા જ્ઞાતિ પટેલની જોહુકમી અને આપખુદ સત્તાનું જોર તોડો. જો તમારાથી તેમ ન બની શકતું હોય તો તમે શાંતિથી જોયા કરો. ઘરના સર્વ કારભારનો ભાર મારા જ્યોતીન્દ્રના હાથમાં મુકો અને પછી જુઓ કે જ્ઞાતિને તેમની જોહુકમી અને આપખુદી જોર બતાવતા જ્ઞાતિ પટેલની જોહુકમીનો કોરડો ક્યાં સુધી ચાલે છે ?

આવી રીતે પતિ પત્નિ વચ્ચે 'સમાજનો સડો' દુર કરી જ્ઞાતિ પટેલોની દીનપ્રતીદીન વધ્યે જતી જોહુકમી અને આપખુદ સત્તા તોડી હજારો નીર્દોષ માનવીઓને આ લટકતી તલવારનો ભોગ થતા બચાવવા સંબંધી ચર્ચા ચાલતી હતી તેવામાં જ્યોતીન્દ્રના ઘરે જવાની પોતાની અનીચ્છા હોવા છતાં તેના આત્માના અવાજને મારી સીંહથી કે વાઘથી ડરીને જેમ હરણનું બચું છુપાતું છુપાતું ચાલ્યું જાય તેમ જમનીઓ સીંહણ સમાન જ્યોતીન્દ્રની માતાના ડરથી ડરતો ડરતો અને તેનો મેળાપ ન થવા પામે તેમ અંતરમાં ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરતો જ્યોતીન્દ્રના ઘર પાસે આવી પહોંચ્યો.

પરંતુ આજે જમનીયાનાપર વિધી રૂઠી હતી. જમનીયાનું ભાગ્ય આજે તેને સહાનકુળ ન હતું તેથી જેના ભયથી તે ધ્રુજતો હતો; જેને મલવાને તે ઇચ્છતો ન હતો તેનાજ પ્રથમ ગ્રાસે મક્ષીકાપાત જેવું થયું. જેનાથી તે દુર ભાગવા ઇચ્છતો હતો તેનોજ પ્રથમ મેલાપ થયો.

સુમિત્રાને જોતાંજ જમનીયાના હોંશકોશ ઉડી ગયા. સુમિત્રાનું જગદંબા જેવું ભયંકર સ્વરૂપ તેની લાલ મોટી આંખોજ જમનીયા-

ના હાજા ગગડાવી દેવાને પુરતી હતી તેવામાં જમનીયાને ત્યાં આવેલો જોઇ સુમિત્રા સીંહનાદે તેના પ્રત્યે ગર્જી ઉઠી.

'હજારો નીર્દોષના ગળા કાપનાર નીર્દય હૃદયના માનવી ! હજુ તું તારૂં પાપી પેટ ભરવા કેટલા નીર્દોષ આત્માઓના બળીદાન લેવા ઇચ્છે છે ? શું તારૂં પેટ ભરાતું નથી ? જો પેટ ન ભરાતું હોય તો ફોડી નાંખ, પરંતુ શા માટે બીજાઓનાં ધગધગતા લોહીમાં હાથ બોળી તારા ઉદરને પોશી રહ્યો છે ?

ચાલ ! ચાંડાળ ! દુર થા. તારા જેવા પાપીનાં મારે ત્યાં પગલાં ? જાય છે કે નહીં. આમ કહી જગદંબા સ્વરૂપ ઉગ્ર બની ગયેલી સુમિત્રાએ તેના હાથમાનું ઝાડુ જમનીયાપર ફેંક્યું.

ઝાડુ પણ જમનીયાપર વેર વાળવાને કેમ જાણે આતુર ન હોય તેવી રીતે જમનીયાના મહોંપર આબાદ આવીને ચોટી ગયું. મ્હોંપર ઝાડુનો સખ્ત આઘાત થતાં જમનીયાનો દાંત તુટી પડયો અને મ્હોંમાંથી લોહી નીકળવા લાગ્યું.

જમનીયાએ જોયું કે જો અત્યારે તે ગુપચુપ બોલ્યા વિના નહીં રહે તો હજુ તેનાપર કેટલો માર પડશે તેની કલ્પના થઇ શકે તેમ નથી તેથી તે દયામણું મ્હોં કરીને સુમિત્રા પ્રત્યે બોલ્યો. "સુમિત્રા ! બ્હેન ! મારે જરા જ્યોતીન્દ્રના પિતાનું કામ છે તેઓ ઘરમાં છે કે ?

ઓ કસાઇ ! જા જા જલ્દી અહીંથી જાય છે કે નહીં ? મારી ગરીબ ગાય જેવી પુત્રિને હલાલ કરવા ઇચ્છતા કસાઇ ! તારી ઇચ્છા જ્યાં સુધી હું જીવતી છું ત્યાંસુધી કદાપિ પુરી થશે નહીં. મુઆ ! શંભુપ્રસાદને કહે જે કે તેનો મુંગો ન વરતો હોય તો તેની મા

સાથે પરણાવે." આમ કહી બાજુમાં પડેલો લાકડાનો કકડો જમ-
નીયા તરફ ફેંકયો.

બહારથી ધમાચકડીનો અવાજ આવતો હોવાથી શું છે તે
જોવાને જ્યોતીન્દ્રનો પિતા બહાર આવી પહોંચ્યો. ત્યાં જમનીયાનું
મ્હોં લોહીલુહાણ જોવાથી તેનાપર તેને દયા આવતાં તે તેના પ્રત્યે
બોલ્યો. "કેમ ભાઈ! આમ કેમ ?"

જ્યોતીન્દ્રના પીતાનો આવો સવાલ સાંભળતાંજ જમનીયાના હૃદ-
યમાં તેના પ્રત્યે પુષ્કળ ધીકકાર છુટયો. પરંતુ તેના પ્રત્યેનો
ધીકકાર કે તીરસ્કાર બતાવવાનો આ સમય નહીં હોવાથી સઘળુ
ગળી જતાં બોલ્યો. "એ બધા તમારી ગૃહલક્ષ્મીના પરાક્રમ છે.
ભાઇ! અત્યાર સુધી મેં બાયડીઓ તો ઘણીએ જોઇ છે પરંતુ
તમારા જેવી—કાળી નાગણ્ તો કયાંઇ નથી જોઈ."

"પરંતુ તમારી આ સ્થીતી થવાનું કાંઈ કારણ ?"

"હું તમારી દીકરીની દલાલી કરી મારૂં પેટ પોશવા માંગું છું
તેમ તમારી પત્ની ધારે છે."

"જો તમારી તેવીજ માન્યતા ન હોય તો પછી એક વખત
હડધુત થયા પછી આવ્યા શા માટે ?"

આ સવાલ જમનીયાને અસહ્ય થયો તેથી તે બોલ્યો જખ
મારવા. જો શંભુપ્રસાદ પટેલે તમોને બોલાવવા મને ન મોકલ્યો
હોત તો આવતજ શા માટે?"

"એમ ત્યારે એમજ કહી દેને કે તને શંભુપ્રસાદે બોલાવવા
મોકલ્યો છે. હવે તુંજ કહે જોઇ કે કોલસાની દલાલી કરનારના

કાળા હાથ થાય કે નહી ?" સુમિત્રા કે જે અત્યાર સુધી શાંતીથી ઉભી હતી તે બોલી.

શંભુપ્રસાદે તેને બોલાવવાને માણસ મોકલ્યો હોવાથી ત્યાં જવું કે નહીં એવો વિચાર કરતો જ્યોતિન્દ્રનો પીતા ઉભો હતો. તેવામાં તેના પ્રત્યે જમનીયો બોલ્યો "કેમ શું વીચાર કરો છો ? આવવું છે કે હું જાઉં ?"

'દેવી ! જવામાં શું વાંધો છે? હું કોઇપણ રીતે તેની માંગણી સ્વીકારવાનો નથી. આમ કહી સુમિત્રાને આશ્વાસન આપી હૃદયમાં શંભુપ્રસાદના ત્રાસથી ડરતો ડરતો જ્યોતિન્દ્રનો પીતા શંભુપ્રસાદનાં ઘર તરફ જવાને રવાને થઇ ગયો.

શંભુપ્રસાદ આજે તેના પાસા પોબાર પડવાના હોવાથી જ્યોતિન્દ્રના પિતાને કોઇ પણ પ્રકારે તેની પટેલાઈની સત્તા અને જોમ તથા આપખુદીનો અમલ કરી મનાવી લેવાના વિચારો કરતો અને જો ન માને તો છેવટે જ્ઞાતી બહાર મુકી દેવાનો ભય બતાવી તેની ઇચ્છા પાર પાડવાના મનોરથો સેવતો બેઠો હતો તેવામાં જમનીયો જ્યોતિન્દ્રના પીતાને લઈને ત્યાં આવી પહોંચ્યો.

જ્યોતિન્દ્રના પીતાને જોતાંજ કરડી આંખો કરી ગુસ્સાભર્યા અવાજે શંભુપ્રસાદ બોલ્યો તમો તમારા મનમાં શું સમજો છો? તમારો જ્યોતિન્દ્ર વારાંગના રાખી બેઠો છે તેનાથી કોણ અજાણુ છે ? બોલો; મારી માગણી સ્વીકારે છે કે જ્ઞાતી બહાર થવું છે ? પોતાનો દાબ બતાવવાના હેતુથી સત્તાદર્શક અવાજે શંભુપ્રસાદે કહ્યું

તમો આ શું કહો છો ? આટલું બધું નગ્ન અસત્ય બોલતાં તમોને જરા પણ શરમ આવતી નથી ? તમો જ્ઞાતિના પટેલો ખરેખર

રાક્ષસ સ્વરૂપ છો. પોતાનો સ્વાર્થ સાધવા અન્યનું બુરૂં કરવામાં જરા પણ પાછી પાની કરો તેવા નથી.

જમનીયાએ જોયું કે જ્યોતિન્દ્રનો પીતા આમ માને તેમ નથી તેથી તે શંભુપ્રસાદ પ્રત્યે બોલ્યો, "શંભુપ્રસાદ ભાઇ! જુઓ તેને તમારા કહેવાથી હું બોલાવવા ગયો છતાં મારી શું સ્થીતિ થઇ, આમ કહી તેનું લોહીલુહાણ મ્હોં તથા પીઠ કે જ્યાં લાકડીનો માર પડયો હતો તે બતાવે છે.

એમ કે? હવે તો તમારૂ આવી બન્યુંજ સમજજો. આનો બદ-લો લીધા વિના હું જંપીને બેસવાનો નથી. જો તમે આમાંથી બચવા ઇચ્છતા હો તો મારી માગણી સ્વીકારો. જમનીયા બે ત્રણ દીવસમાં જ્ઞાતિ ભેગી કરજે હું આ લોકોને જ્ઞાતિ બહાર મુકવા ઇચ્છું છું.

જ્યોતિન્દ્રનો પિતા આ શબ્દો સાંભળવાથી તેની ધીરજ રોકી નહી શકવાથી રડી પડયો, અને શંભુપ્રસાદને યાચના કરતો બોલ્યો "તમો શા માટે અમારૂં સત્યાનાશ વાળવાના પ્રયત્નો કરો છો?

"ત્યારે શા માટે તું મારી સામે ઉધ્ધત થવા ઇચ્છે છે?"

"શંભુપ્રસાદભાઇ! તમો મારો જીવ માગો તો તે આપવાને તૈયાર છું, પરંતુ શા માટે મારી કુમળીકળીનો ભવ બગાડવા પ્રયત્ન કરો છો? શું પરમાત્મા આમાં રાજી થશે?"

"ધર્મની પુછડી છે તે બધાય જાણે છે. જો તારે ઇજ્જત અને આબરૂ સહીત રહેવું હોય તો મારી માંગણી સ્વીકાર."

"શું તે સીવાય બીજો ઉપાયજ નથી?"

"હા છે, એક ઉપાય છે."

"તે શું?"

"ન્નાતી બહાર રહેવાનો."

"કહે, તારી શું ઇચ્છા છે?"

"દયા! કરો શંભુપ્રસાદભાઇ! દયા કરો. મારી બાળકીને ઉગતીજ ન છુંદી નાંખો."

જો તું મારી આ માગણી સ્વીકારવા તઇયાર નથી તો હું તારા પર દયા કરવા ઇંતેજાર નથી.

"બેટા! લક્ષ્મી! આજે તારા માતા પિતાની આબરૂના રક્ષણાર્થે તારો પીતાજ તારૂ 'સમાજના સડા'માં બળીદાન આપવાને તૈયાર થયો છે." આમ કહી શંભુપ્રસાદ પટેલ પ્રત્યે બોલ્યો, "હું તમારી માગણી સ્વીકારૂં છુ."

આ શબ્દ સાંભળતાંજ શંભુપ્રસાદની આંખમાં નવીન જોમ આવ્યું તેની રગેરગમાં નવચેતન સ્ફુર્યું તેથી તે આશ્ચર્યચકીત થઇને બોલ્યો. "શું તમો મારી માગણી સ્વીકારો છો?"

"હા, નીરૂપાયે મારે તમારી માગણી સ્વીકારવી પડે છે."

"હવે ફરી તો નહીં જાવને? મક્કમ છો કે?"

"હા, મારા બાપદાદાની આબરૂ જાળવવા મારાજ હાથે મારી પુત્રીનું ગળુ રહેંસવાને તૈયાર છું."

"ઠીક ત્યારે હવે બેફીકર રહેજો. તમારો કોઇ વાંકો વાળ પણ નહીં કરી શકે."

શંભુપ્રસાદની જાળમાં ફસાઇ શંભુપ્રસાદના હાથે શેત્રંજનું પ્યાદુ બની પોતાની પુત્રિનું બળીદાન આપવાને પોતે તૈયાર થયેલો જ્યોતિન્દ્રનો પિતા નીરાશ વદને દુઃખી ચીત્તે તેના ઘર તરફ જવાને ત્યાંથી ચાલ્યો ગયો.

# પ્રકરણ ૧૬ મું

## ભાઈ બ્હેન

માનવ ઉદ્યાનમાં ખીલતી કુમળી કળી લક્ષ્મી સમાજની સીત-મગર ભઠ્ઠીમાં તેના જીવનનું લેવાતું બલીદાન જોઈ, શંભુપ્રસાદની આપખુદ સતાની શેહમાં અંજાઈ તેના પિતાને પણ સામાજીક બદીના ખપ્પરમાં તેને હોમતી જોઈ. તેના કુમળા ઉગતા છોડ જેવા જીવનને ઉગ્યા પહેલાંજ છુંદાતું જોઈ બળી રહી હતી. તેનો નિર્મળ પવિત્ર આત્મા સમાજના આવા ઘોર પીશાચીક કૃત્યોથી ત્રાહીમામ ત્રાહીમામ પોકારી રહ્યો હતો.

બિચારી નીર્દોષ લક્ષ્મી તેના જીવનને છુંદાતું જોઈ ચોધાર અશ્રુધારા વર્ષાવતી તેના માતા પિના અને પરમાત્માને ઉદ્દેશીને બોલી "ઓ દૈવ ! હજુ મારી બાલ્યાવસ્થામાંથીજ મેં એવા શું પાપકર્મો કર્યા છે કે મને જીવતી બાળે છે? ઓ માતા પિતા! જ્યારે તમારે મારી આવીજ સ્થીતી કરવી હતી તો મને જન્મતાંજ ગળથુથીમાં ઝેર કેમ ન આપ્યું ? પિતા, પિતા ! આજે તમોજ જ્યારે રક્ષક મટીને ભક્ષક થયા છો જ્યારે વાડજ ચીભડા ચોરે છે ત્યારે મારો બેલી કોણ ?" આમ નિશ્વાસ નાખતી તેના હૃદયના ઉભરા કાઢતી લક્ષ્મી બેઠી છે તેવામાં એકાએક તેના હૃદયમાં આશાનું કીરણ ફુટયું. એકાએક કાંઇક યાદ આવતાંજ ચોધાર અશ્રુએ રડતી લક્ષ્મીના વદનપર સુમધુર હાસ્ય ફરકયું.

વાંચક ! એવું તે શું લક્ષ્મીને એકાએક યાદ આવ્યું હશે. એવો તે શું વીચાર આવ્યો કે જેથી તે તેના પર આવી પડેલી વિપત્તિમાંથી

મુક્ત થઈ શકે તેમ હતું કે જેથી લક્ષ્મી આટલી બધી હર્ષના આવેશમાં આવી ગઈ હતી?

તેના હર્ષનું તેના ઉમંગનું કારણુ અનોખુંજ હતું. ચોધાર અશ્રુએ રડતી લક્ષ્મીની નજરે તેના ભાઇ જ્યોતીન્દ્રની છબી જાણે એમ કેમ ન કહેતી હોય કે "લક્ષ્મી ! ના રડ. આ શરીરમાં જ્યાં સુધી છેલ્લો શ્વાસ ખેંચાતો હશે ત્યાં સુધી તારાપર આવી પડેલી વીપત્તિમાંથી તને બચાવવા તનતોડ પ્રયત્ન કરીશ. બ્હેન ! રડ નહીં. તને રડતી જોઇ મારૂં હ્રદય ચીરાઇ જાય છે.

આવા ઉત્સાહજનક શબ્દો અને વીરની સ્મૃતી કઇ બ્હેનડીને આનંદમાં મગ્ન બતાવવા પુરતી નહીં હોય? જે બ્હેની રસ્તે ચાલ્યા જતાં પોતાના અંગુઠે ઠેસ વાગતાં પણુ પોતાનું દુઃખ વીસારી ખમા મારા વીરને એમ ઉચારી ભાઇનું નીરંતર સારૂ ચાહી રહી હોય છે તે બ્હેન જો તેનો ભાઇ તેને દુઃખમાંથી બચાવવા પ્રયત્ન કરવાનું કહે ત્યારે તેની સ્મૃતી થતાં તેનું હ્રદય આનંદ રસની હેલીએ કેમ ન ચડે ?

લક્ષ્મીના માટે પણુ કાંઇક આવુંજ બન્યું હતું. તેનાપર આવી પડેલી વિપત્તીમાં તેનો હાથ કપડી તેને કોઇ બહાર કાઢે તેવું નહીં જોતાં લક્ષ્મીને સમસ્ત વીશ્વ શમશાન જેવું જણાતું હતું ત્યાં તેનો વીર યાદ આવતાં મરૂભુમીમાં તેણે એક મીઠી વીરડીની ગરજ સારી. તે તેના વીરાના આગમનનાજ સ્વપ્નો રચતી બેઠી હતી તેવામાં પોસ્ટમેને તેના હાથમાં પત્ર મુકયો.

પત્ર વાંચતાંજ તેના મ્હોંપર આનંદ આનંદ છવાઇ ગયો. તેનું હ્રદય આનંદના ઉભરાથી ઉભરાઇ જવા લાગ્યું. ચીર હરણુ

સમયે પાંચાળીની લાજ રાખવા જેમ કૃષ્ણ પરમાત્મા પધાર્યા હતા તેમ અત્યારે તેને સમાજના ખપ્પરમાં બલીદાન રૂપે હોમાતી બચાવવા તેનો વીર આવી પહોંચ્યો તેથી તે હર્ષમાં ઘેલી બની ગઇ હતી. પત્ર વાંચી પત્રના ઓવારણા લીધા અને ઘણું જીવો મારા વીર તેવા આશીર્વાદ આપ્યા.

હીરણ્યાકશ્યપના નૃસીંહે અને કીચકના ભીમે જેવા હાલહવાલ કર્યા હતા તેવાજ પટેલ શંભુપ્રસાદના જયોતીન્દ્ર કરશે. તે સમાજ જોદ્ધારક વીર મને શંભુપ્રસાદની જાળમાંથી બચાવી શકશે તેવા વીચારો આવતાં તે બોલી "શંભુપ્રસાદ જો કોઇથી ડરતો હોય તો મારા વીરથીજ. મારા વીરાનું નામ સાંભળતાં; તેની હાકલ સાંભળતાંજ તેના ગાત્રો થરથર ધ્રુજી ઉઠે છે. આવ વીરા જયોતીન્દ્ર સત્વરે તારી આ નીર્દોષ બ્હેનડીને શંભુપ્રસાદનો શીકાર થતી બચાવવા ચાલ્યો આવ."

આમ વિચાર કરતી કરતી લક્ષ્મી જયોતીન્દ્રના આગમનની અધિરતાથી રાહ જોતી બેઠી હતી. પળે પળે કાંઇ અવાજ થતાં તેને તેના વીરાનાજ પગલાના ભણકારા વાગતા હતા. પળે પળે તે તેના વીરનેજ જોઇ રહી હતી તેવામાં તેની અધિરતા વચ્ચે જયોતીન્દ્ર ત્યાં આવી પહોંચ્યો. જયોતીન્દ્રને જોતાંજ લક્ષ્મીનું હૈયું ભરાઇ આવ્યું. હૈયું ઘણુંયે કઠણ કરવા પ્રયત્ન કર્યો પરંતુ લક્ષ્મી તેને તેના પર આવી પડેલી વીપતીના ભારથી રોકી શકી નહીં તેથી તેની આંખમાંથી દડદડ આંસુની ધારા વહેવા લાગી.

હંમેશાં હાસ્ય મગન રહેનાર લક્ષ્મીની આવી વિચિત્ર સ્થીતિ જોઇ જયોતીન્દ્રનું હૃદય ઘવાયું તે છેક લક્ષ્મીની નજીક જઇ પહોં-

ચ્યો અને તેના વદન તરફ બારીકાઇથી જોતાં બોલ્યો "બ્હેન લક્ષ્મી ! શું છે બ્હેન ? રડે છે શા માટે ? માતા પિતા તો કુશળ છેને ?

જ્યોતીન્દ્રના આ શબ્દો લક્ષ્મીથી સહન ન થયા તેથી તે હંમેશનો તેનો સ્વભાવ ભુલી ઉત્તેજીત થઇને બોલી "બધાય કુશળ છે ફક્ત મારા માટેજ ચીત્તાની તૈયારીઓ થઇ રહી છે."

આમ કહીને તે જ્યોતીન્દ્રને વળગી પડી. જ્યોતીન્દ્ર લક્ષ્મીને આટલી ભયભીત જોઇ ઘણોજ દુઃખી થયો પરંતુ તેના ભયનું કાંઇ કારણ જાણતો નહી હોવાથી બોલ્યો " લક્ષ્મી ! આટલા બધા ભયનું કારણ શું છે ? રડ નહીં બ્હેન ! તારો ભય હું સત્વરે દુર કરીશ."

જ્યોતીન્દ્રના આવા આશ્વાસનજનક શબ્દો સાંભળી લક્ષ્મીને હૈયે ધીરજ આવતાં તે બોલી. " વીરા ! રડું નહીં તો બીજું શું કરૂં ? મારા ભાગ્યમાં રડવુંજ નીર્માએલું હોય તેમ જણાય છે તેથી રડવામાં હું શું ખોટું કરૂં છું. વીરા ! જો મને તમારે કસાઇનાજ હાથમાં સોંપવી હતી તો પછી મારૂં આટલા બધા લાડથી પોશણ શા માટે કર્યું ? મને વિદ્યાદાન શા માટે આપ્યું ?"

" લક્ષ્મી ? લક્ષ્મી ! તું આ શું બકી રહી છે ? સમાજની સીતમગાર ભઠ્ઠી, કસાઇ, લાલન પાલન એ બધાંનો તારી સાથે શું સંબંધ છે ? તારા કહેવાનો ભાવાર્થ હું કાંઇ સમજી શકયો નથી તેથી તું જે કહેવા ઇચ્છતી હોય તે મને સત્વરે ખુલ્લે ખુલ્લું જણાવ. તારા આ શબ્દો ઉપરથી મારી ગેરહાજરીમાં કાંઇક ભયંકર કારસ્થાન બન્યું હોવું જોઇએ તેમ મને જણાય છે.

બ્હેની ! બ્હેની ! મને સત્વરે જણાવ કે મારી ગેરહાજરીમાં શું શું બનાવો બન્યા છે. લક્ષ્મી રડ નહીં. શાન્તીથી મને સર્વ બીનાથી વાકેફ કર. રડે છે શા માટે ?

જ્યોતીન્દ્રના આવા પ્રોત્સાહજનક શબ્દો સાંભળી જ્યોતીન્દ્ર તેને અવસ્ય બચાવશે તેવો દૃઢ નિશ્ચય થયો તેથી તે જ્યોતીન્દ્ર પ્રત્યે બોલી "વીરા તમે અહીંથી ગયા તેના બીજેજ દીવસે" આમ કહી પાછું કાંઇ યાદ આવતાં તે રડી પડી.

"લક્ષ્મી રડ નહીં. હવે શા માટે રડે છે ? મારા ગયા પછી બીજેજ દીવસે શું બન્યું હતું ?"

"જટીલ જમનીયો છે ને ?" હજુ લક્ષ્મી આગળ બોલવા જતી હતી તેવામાં તેને અટકાવીને જ્યોતીન્દ્ર બોલ્યો "કોણ ! પેલા શંભુ-પ્રસાદનું ખુશામદી ટટ્ટુ કે ?"

"હા, હા, વીરા તેજ"

"પછી શું થયું ?—"

"આપણા ઘરે આવ્યો અને પિતાજીને શંભુપ્રસાદના મુંગા છોકરા ઇન્દુ સાથે મારો સબંધ જોડવાનું સમજાવવા લાગ્યો."

"શંભુપ્રસાદ ! તેં મારા ઘર પર તારો ડોળો ફેરવ્યો કે ? શંભુપ્રસાદ ! યાદ રાખજે કે તું તારી ધારણામાં કદાપિ ફળીભુત થશે નહીં." આમ કહી લક્ષ્મી પ્રત્યે બોલ્યો" પછી શું થયું બ્હેન ? પિતાજીએ તેમાં સંમતી આપી કે ? પિતાજી તેવા કાર્યમાં કદાપિ સંમતી આપે તેવું હું ધારતો નથી."

"અને વીરા બન્યું પણ ખરેખર તેમજ."

"ત્યારે શા માટે તું રડે છે? હવે શું ભય છે?"

"જે મોકાણ છે તે હવેનીજ છેને. જ્યારે શંભુપ્રસાદે જમનીયાને આ વીશે વાતચીત કરવા આપણા ઘરે મોકલ્યો હતો ત્યારે તો બાએ તેને અહીંથી હડધુત કરીને કાઢયો હતો પરંતુ આ યુક્તિમાં નહીં ફાવતાં શંભુપ્રસાદે પિતાજીને તેના ઘરે બોલાવ્યા."

"પછી શું થયું ?" અધીરાઇથી જ્યોતીન્દ્રે વચમાં પુછ્યું.

"ધીરો વીરા ધીરો. આપણા પિતાજીનો સ્વભાવ તો તું જાણે છેને ? બહુ ભોળા ને સાદા માણુસ વાતવાતમાં બીજાની શેહમાં દબાઇ જાય"

જ્યોતીન્દ્ર તેની ઉત્કંઠાને વધુ નહીં રોકી શકવાથી ફરીથી વચમાં બોલ્યો "શું પિતાજી તેની શેહમાં દબાઇ ગયા ?"

"નહીં, એમ તો પિતાજી જ્યારે દબાયા નહીં ત્યારે તેણે પિતાજીને બીજી ધમકી આપીને સીધા નેતર જેવા બનાવી તેની માંગણી કબુલ કરાવી. વીરા ! હવે મારૂં શું થશે ?" આમ કહીને લક્ષ્મી પાછી રડવા લાગી.

"લક્ષ્મી ! પાછી ગાંડી થઇ કે ? થવાનું શું હતું ? જ્યોતીન્દ્ર જીવતાં સુધી કોણ તારી તરફ નજર પણ કરી શકે તેમ છે. પરંતુ પિતાજીને તે બદમાશે કેવી રીતે ફસાવ્યા ?"

"વીરા ! તે કહેતાં તો મને શરમ આવે છે. જ્ઞાતિ બહિષ્કારનો હાઉ બતાવીને ?"

"જ્ઞાતિ બહિષ્કાર ! શા માટે ?"

"વીરા ! તું બેરીસ્ટર થવા વિલાયત ગયો હતો ને ત્યાં તેં કોઇ મડમ સાથે લગ્ન કર્યાં છે. તેવું સર્વ જ્ઞાતિજનોને જણાવી આપણને

જ્ઞાતિ બહાર મુકી દેવાની તરકીબ રચાઇ છે પરંતુ જો મારો શંભુપ્ર-સાદના આંધળા છોકરા ઇન્દુના ખપ્પરમાં ભોગ દેવાય તોજ તને બચાવી લેવાય.

"જુઠું તદન જુઠુ બહેન લક્ષ્મી ! ડરવાની કાંઇ જરૂર નથી. હવે તે કપટીનું કારસ્તાન હું જાણી ગયો છું. કાંઇ વાંધો નહી. હું તેને બરાબર પુરો પડીશ. બ્હેન લક્ષ્મી! તારા રડવાનું કારણ હવે હું સમજી ગયો છું. આવી સ્થીતીમાં તું રડે નહીં તો શું કરે? ત્યારે પિતાજીએ જ્ઞાતિ બહિષ્કારના ભયે તારૂં બલીદાન આપવાનું નક્કી કર્યું હતું એમજને ?" જ્યોતીન્દ્રે પુછ્યું.

"એમજ તો અને તેટલા માટે તો હું રડતી હતી."

"શંભુપ્રસાદ ! શંભુપ્રસાદ, ! તેં આજે સાપના રાફડામાં હાથ નાખ્યો છે. જો તારી આપખુદ સત્તા જોહુકમીનું જોર અને તારી ઇચ્છા થાય તે કુમળી બાલીકાને તારૂં બળીદાન બનાવવાની રૂઢીઓને તોડી ન નાખું, સમાજના અત્યારના પટેલીઆઓની આપખુદસત્તાનું નામનીશાન પણ રહેવા દઉં તો મારૂં નામ જ્યોતીન્દ્ર નહીં. બ્હેન લક્ષ્મી જા. સુખેથી તારા દીવસો વ્યતીત કર. પિતાજીએ તેને કબુલાત આપી હોવા છતાં તારો કોઇ વાળ પણ વાંકો કરી શકે તેમ નથી. તારા જેવી કુમળી કળીને બચાવવા જતાં જ્ઞાતિ બહાર રહેવું પડે તો ભલે રહેવું પડે અને જો તેમ થશે તોજ આ આખલાઓની માફક હરામના ધન પર તાગડધીન્ના કરનારા પટેલીઆઓની આપખુદસત્તાને તોડી શકાશે. જા બ્હેન ! સુખેથી તારા દીવસો વીતાવ."

"વીરા ! ભગવાન તારી ઇચ્છાઓ પુર્ણ કરે" આમ કહી લક્ષ્મી ત્યાંથી ચાલી ગઇ. જ્યોતીન્દ્ર પણ તેની માતાને મળવા જવાને ત્યાંથી ચાલ્યો ગયો.

## પ્રકરણ ૧૭ મું.

## ઝેરની પ્યાલી

જ્યોતીન્દ્ર પાંસેથી સમાજના ખપ્પરમાં બલીદાન દેવાતા બચાવવાનું આશ્વાસન મેલવી લક્ષ્મી આનંદના સાગરમાં રેલાવા લાગી પરંતુ તેવામાં તેના ચીન્તા જ્ઞાતિ બહીષકારના ડરને સહન નહીં કરી શકવાથી તેને સમાજના ખપ્પરમાં ભોગ રૂપે હોમી શંભુપ્રસાદની લાલસા પુર્ણ કરવાના પ્રયત્ન કરી રહેલ છે તેવી ખબર મલતાંજ લક્ષ્મીનુ હૃદય ઘવાયું તેના આત્મામાં સખ્ત આઘાત લાગ્યો; તેના હૃદયના ટુકડે ટુકડા થઇ ગયા. તેને આ જગત ઝેર સમાન ભાસવા લાગ્યું. હવે આ સંસારમાં વધુ વખત રહેવું તેને આકરૂ લાગવા લાગ્યું. તેથી તે તેના મનમાં બોલવા લાગી.

"શું મારા ભાગ્યમાં આવુંજ નીર્માણ થયું હશે? શું કમોતે મરવું તેજ મારા માટે સરજાએલું હશે? નહીં, નહીં, આત્માઘાત સમાન બીજું કોઈ અન્ય પાપ નથી તો પછી શા માટે મારે આત્માઘાત કરવો જોઇએ? પરમાત્માએ આપેલો આ માનવદેહ પોતાની મેળે જ્યાં સુધી કરમાઇ ન જાઇ ત્યાંસુધી મારે તેને કૃત્રીમ ઉપાયથી શા માટે કરમાવવા પ્રયત્ન કરવો જોઇએ?

આવી રીતે લક્ષ્મી વિચાર કરતી હતી તેવામાં કાંઇક યાદ આવતાં તે પાછી બોલવા લાગી "ખરેખર! સંસારના રંગોજ ન્યારા છે. પલકમાં રાયને રંક બનાવે છે ને પલકમાં રસ્તે રખડતા ભીખારીને શ્રીમંતાઇની ટોચે બેસાડી દે છે ખરેખર વિધી તારી વિચિત્રતાઇનો ક્યાં પાર છે? અજબ લીલાનો–પામર મનુષ્યોને તું તારી આ

દોરંગી દુનીયાના અવનવા રંગો બતાવી રહેલ છે છતાં પામર મનુષ્યો તે કયાં સમજે છે?

આવી રીતે વિચારની પરંપરામાં ગર્ક થઇ ગયેલી લક્ષ્મીને આ સંસારમાં હવે તેને બચાવનાર કોઇ નહીં હોવાનું જણાતાં સંસાર પરનો તેનો મોહ તુટી જતાં એકાએક બોલી "ભાઇ જ્યોતીન્દ્રે તેના જીવનના જોખમે મને બચાવવાનું વચન આપયું છે પરંતુ આ રાક્ષસી સમાજની સામો–આ સ્વાર્થ સાધક જનોની પાસે તે એકલો શું કરી શકવાનો હતો?" આમ કહી લક્ષ્મી વીચારમાં મગ્ન બની ગઇ.

"કેમ નહીં? તારાઓનું ચંદ્ર પાસે શું ગજું છે? ત્રાંબાપીતળનું સુવર્ણ પાસે શું મૂલ્ય હોય છે? તેમ મારો વીરો એક હોવા છતાં તે હજારોને પુરો પડે તેવો છે. પરંતુ મારા માટે મારે બીજાઓને શા માટે દુ:ખી કરવા? હું કેવી અભાગી છું કે મારા માટે પિતાને જોહુકમીનું જોર બતાવતા શંભુપ્રસાદની જોહુકમીમાં ઝેર થવા અથવા તો તેની જોહુકમીથી થરથર ધ્રુજીને તેની જોહુકમીને વશ થવાનું કારણ થઇ રહી છું. મારાપર આવેલી વિપતીથી તો મારી માતાને અપાર કષ્ટ થઇ રહ્યું છે. તે બીચારીનું હૃદય ફાટી જાય છે. પરંતુ તે તો અબળા! તે મારા ઉધ્ધાર માટે શું કરી શકે તેમ હતી? કંઇ નહીંજ. બીચારી મારા દુ:ખના લીધે ફકત બે આંસુંઓ સારે તેજ અને અમે અબળાઓ અમારાપર પુરૂષ સમાજની તરફથી ગમે તેટલા અત્યાચારો થાય. પુરૂષ સમાજ તેની આપખુદ સત્તાથી અમોને ગમે તેમ દબડાવે, અમારા પર ગમે તેવા જુલ્મો ગુજારે અને તેમની આપખુદ સત્તાને જોહુકમીનું જોર ચલાવવા

અમોને ખુંદે, કચડે પરંતુ અમે, તો નારી જાતી, અબળા તેથી અમારી કોને પડી છે?"

"હા, ભાઇ જ્યોતીન્દ્ર આ બધા અત્યાચારો ને જુલ્મોમાંથી મને બચાવી શકે તેમ છે પરંતુ તે એકલો શું કરી શકવાનો હતો?" આમ બોલી તેને શંભુપ્રસાદના પાસમાંથી છુટવાનો માર્ગ નહીં જડતાં તેની આંખમાંથી દડદડ આંસુઓ સરી પડયાં. તેનું હૈયું ભરાઇ આવ્યું અને તે ધ્રુસકેને ધ્રુસકે રડવા લાગી.

કેટલીક વખત રડવાથી પણ માણુસનું હૈયું શાંતી અનુભવે છે તેવુંજ આજે લક્ષ્મીનું બન્યું હતું. થોડા સમય સુધી રડી હૃદયનો ભાર હલકો કરવાથી લક્ષ્મીને તેનું હૃદય હલકું થયું હોય તેમ જણાયું તેથી તે બોલી "જ્યોતીન્દ્ર એકલો છે તેથી શું થઇ ગયું? શીયાળના ટોળામાં વનરાજ કેસરી તો એકલોજ ખેલે છે? છતાંય તેનાથી ત્રાસીને કેમ શીયાળવાઓ પ્રાણ લઇને નાસે છે? જ્યોતીન્દ્રનું પણ તેવુંજ છે. અત્યાર સુધીમાં તો જ્યોતીન્દ્ર અને તેના યુવક મંડળનું નામ સાંભળી શંભુપ્રસાદના ગાત્ર નરમ પડી ગયા છે શંભુપ્રસાદ જ્યોતીન્દ્રનું નામ સાંભળતાં થરથર ધ્રુજી ઉઠે છે. કેસરીસીંહથી જેમ ડરે તેમ મારા વીરથી ડરતાં શંભુપ્રસાદનો જ્યાં-સુધી મારો વીર સહાયક છે ત્યાંસુધી મારે શું ડર છે?"

પરંતુ આ અભાગીના વાસ્તે મારે શું સર્વને દુઃખી કરવા? માતા પિતા અને ભાઇને શું મારે દુઃખના દાવાનળમાં હોમી દેવા? નહીં તેના કરતાં તો પછી હું એકલીજ શા માટે દુઃખ ન ભોગવી લઉં? આ નશ્વર જગતમાંથી સદાને માટે વિદાય લઇ શંભુપ્રસાદનું

કાળું મ્હોં કરી મારા સ્નેહીઓને શા માટે વિપતીમાંથી મુકત કરવા પ્રયત્ન ન કરૂં?

"હા, બસ, એજ નીશ્ચય આ અભાગી જેટલા શીઘ્રતાએ આ દોરંગી દુનીયાના પાસમાં જુદી પડે તેટલું તેના માટે શ્રેયદાયી છે. ત્યારે હવે શું કરવું? આપઘાત? ગળે ફાંસો કેમ ખાઇ શકાશે? નહીં ફાંસો નહીં પરંતુ **"ઝેરની પ્યાલી"**જ ગટગટાવી જવી ત્યાર પછી જે થવાનું હશે તે થશે."

આમ કહી તેના ઓરડામાં જઇ એક શીશીમાંથી થોડો પ્રવાહી પદાર્થ પ્યાલીમાં કાઢી પ્યાલી હાથમાં લઇને બોલવા લાગી.

"મારા જેવી કેટલીયે નિર્દોષ કુમળીકળીઓના જીવન આજની આપણી રૂઢીને કહેવાતા જ્ઞાતિ પટેલોની આપખુદ અને જોહુકમીની સત્તાના જોરે ઝેર જેવા બની જતાં હશે. આવું ઝેરમય જીવન બનાવી જીવવું તેના કરતાં તો આ ઝેર પી ઝેરમય જીવનને સદાને માટે નમસ્કાર કરી જવું તે શું ખોટું?"

"આવ, આવ, મારી હંમેશની પ્યારી સંગીની ઝેરની પ્યાલી આવ મારા હોઠપર બેસી મને સત્વરે આ ઝેરી જીવનમાંથી મુકત કરી દે." આમ કહી ઝેરની પ્યાલીને હોઠ પાસે લઇ જઇને લક્ષ્મી પીવા જતી હતી તેવામાં કાંઇક યાદ આવવાથી બોલી."

"માતા વસુંધરા! પ્રણામ. આ તારી અભાગણી પુત્રિના છેલ્લા પ્રણામ. માતા! મારા જેવી કેટલીએ નિર્દોષ બાળાઓ આવી રીતે તેના જીવનને અકાળું ગણી આ જગતનો ત્યાગ કરી જતી હશે. પરંતુ શું આવી રીતે બાળાઓનો ઘાત થાય તે ભારતને શરમાવનારૂં નથી?"

આમ કહીને લક્ષ્મી ઝેરની પ્યાલી હોઠે મુકી પીવા જતી હતી તેવામાં કાંઇ કામ પ્રસંગે ત્યાં જયોતીન્દ્ર આવી પહોંચ્યો. જ્યોતીન્દ્ર આ જોતાંજ એકદમ લક્ષ્મી પાસે જઇ પહોંચ્યો અને લક્ષ્મીના હાથમાંથી પ્યાલો લઇ લેતાં બોલ્યો.

'લક્ષ્મી ! આ શું કરે છે? ગાંડી ! આવું ગાંડપણ તે કરાતું હશે? હજુ હું કયાં મરી ગયો છું કે ઝેર પીતી હતી?

ભાઈ ! તમો સો વર્ષના થાવ. મરે તમારાં દુશ્મન એવું શું બોલતાં હશો? પરંતુ ભાઇ ! મારા એકના સુખ માટે મારે કેટલાને ત્રાસ આપવો? માતા પિતાને હેરાન કરવા અને તમારા પર તો સીતમજ વરસાવવા રહ્યા ને? તેના કરતાં હું એકલી મરૂ તેમાં સમાજ કયાં રંડાઇ જવાની છે?

"બહેન ! આમ છેક નાહીંમત શા માટે થાય છે? જ્યાં સુધી હું જીવંત છું ત્યાં સુધી હું એવો કોઇ મનુષ્ય જોતો નથી જે તારી તરફ આંગળી પણ ચીંધી શકે, બીચારા શંભુપ્રસાદનું શુ ગજું છે કે તને સતાવી શકે?"

પરંતુ ભાઇ જ્યોતીન્દ્ર ! શું તમો પિતાજીની આજ્ઞા અમાન્ય કરશો? પિતાજી તો શંભુપ્રસાદની આપખુદસત્તાથી એટલા બધા ડરી ગયા છે કે તેઓ તેમના વિચારમાંથી હઠે તેવું મને જણાતું નથી માટે બહેતર છે કે મારેજ આ દુનીયામાંથી સદાને માટે માર્ગ કાપી પરલોક તરફ રવાના થવા પ્રયત્ન કરવો જેથી તમો સર્વ સુખી થઇ શકો. મારા એકના સુખ માટે હું તમોને દુઃખી કરવા ઇચ્છતી નથી. ભાઇ ! જેવું મારૂં ભાગ્ય જેવું વિધીનુ વિધાન."

લક્ષ્મી ! તારા કહેવામાં પણ થોડી ઘણી સત્યતા છે ખરી; પરંતુ શું કાંઇ મર્દો એમ નાહિંમત થઇ જતા હશે ? ડર નહીં બ્હેન ! ડર નહીં પરંતુ જ્યારે તારી પિતાજીને કોઇ પણ રીતે મનાવી આપણા પક્ષમાં લેવાની ઇચ્છા છે ત્યારે આપણે કપટનીતિ ધારણ કરવી પડશે અને તેમાં બાની પણ સહાય લેવી પડશે માટે લક્ષ્મી જા માતુશ્રીને બોલાવી લાવ જોઇ.

જયોતીન્દ્ર શું કરવા ઇચ્છે છે. તે માતુશ્રીને શા માટે બોલાવતો હશે. આ બધું પાર પાડી જયોતીન્દ્ર તેને કેવી રીતે બચાવશે. જ્ઞાતિ બહિષ્કારના ભયથી થર થર ધ્રુજતા પિતાને તે કેવી રીતે તેના પક્ષમાં લેશે તે સંબંધી વિચાર કરતી લક્ષ્મી તેની માતા પાસે આવી પહોંચી અને તેની માતા પાસે આવી પહોંચતાંજ બોલી.

“બા ! ભાઇ બોલાવે છે. સત્વરે ચાલો ભાઇને તમારૂં જરૂરી કામ છે.”

જયોતીન્દ્રના કામમાં અજબ શ્રદ્ધા ધરાવતી તેની માતા લક્ષ્મીનું ઉતરી ગયેલું મ્હોં જોઇ લક્ષ્મીને અતી વ્હાલથી ગોદમાં લેતાં બોલી “લક્ષ્મી ! આ શું ? રડે છે કેમ ?”

આનો કાંઇ જવાબ નહી આપતાં “બા, વાર શા માટે લગાડો છો ? ઘણુંજ જરૂરી કામ છે. ભાઇ અધીરતાથી તમારી રાહ જોઇ રહ્યા છે ચાલોને ?” આમ બોલી.

લક્ષ્મીના આ શબ્દો સાંભળી જયોતીન્દ્ર તેને શા માટે બોલાવતો હશે. શું જરૂરી કામ હશે ? એવા તર્ક વીતર્ક કરતી લક્ષ્મી સાથે જયોતીન્દ્ર પાસે જવાને સુમિત્રા તૈયાર થઇ.

આ બાજુ જયોતીન્દ્ર કેવા ઉપાયો વડે માતાની સહાનુભુતી મેળવવી અને કયા કયા ઉપાયો યોજી શંભુપ્રસાદને મહાત કરવો તેનાજ વિચારો કરતો લક્ષ્મી તથા તેની માતાની રાહ જોતો ઉભો હતો ત્યાં લક્ષ્મી તેની માતા સહીત આવી પહોંચી. જયોતીન્દ્રને વિચારમગ્ન જોઇ લક્ષ્મી તેની વિચાર નિદ્રાનો ભંગ કરાવતાં તેના પ્રત્યે બોલી, “ભાઇ! બા આવ્યાં.”

આ શબ્દો સાંભળતાંજ જયોતીન્દ્રની વીચાર નિદ્રા ઉડી ગઇ માતા તથા લક્ષ્મીને ત્યાં ઉભેલા જોઇ તે તેની માતાની નજીક આવી પહોંચતાં તેની માતા પ્રત્યે બોલ્યો “બા! એક કાર્યમાં તમારી મદદની જરૂર પડી છે. કેમ મદદ કરશો?”

“ભાઇ એવું તે કયું કામ છે કે જેમાં તને મારી મદદની જરૂર પડી છે?”

“તે તમારા પુત્ર જયોતીન્દ્ર અને પુત્રી લક્ષ્મીના લાભનું છે.”

“એવી કઇ માતા હશે કે જેણે તેનાં હૃદયના હીર પાઇ જે સંતાનોને ઉછેર્યાં છે તેના લાભની વાતમાં મદદ નહીં કરે?”

“ત્યારે તો મારૂં અહોભાગ્ય! મારૂં કાર્ય નિર્વીઘ્ને પસાર થવાની તમારી અનુમતી તેજ પ્રથમ નીશાની છે.

“પરંતુ ભાઇ એવું તે કયું કામ છે કે જે પાર પાડવાને તું આટલો બધો ઇન્તેજાર છે?”

“જુઓ સાંભળો! મારા પિતાજી શંભુપ્રસાદે આપેલ જ્ઞાતિ બહિષ્કારના ડરથી એટલા તો ડરી ગયા છે કે તે ડરથી વશ થઇને તેઓ નીર્દોષ લક્ષ્મીનું શંભુપ્રસાદના આંધળા પુત્ર સાથે બળીદાન

દેવાને તઇયાર થઇ ગયા છે અને તેથી બ્હેન લક્ષ્મી! આ પ્યાલામાં નું ઝેર પી આપઘાત કરતી હતી તેવામાં દૈવયોગે હું આવી ચડવા થી તે બચી ગઇ છે. પરંતુ જો મારા પિતાના હૃદયમાંથી જ્ઞાતિ બહીષ્કારનો ડર કઢાવી નાખી તેમને આપણા પક્ષમાં લાવવા હોય તો ફક્ત એકજ ઉપાય છે અને તે હું અમલમાં મુકવા ઇચ્છુ છું જ્યોતીન્દ્રે કહ્યું.

"તે શું ઉપાય છે?" જ્યોતીન્દ્રની માતા બોલી.

"હું અને લક્ષ્મી ઝેર પીને આપઘાત કરીએ છીએ તેમ તમારે બુમબરાડા મારવા જે બુમબરાડા સાંભળી મારા પિતા અહીં આવી પહોંચતાં તેમના વિચારો ફેરવી શકાશે."

"તારા વિચારને હું મળતી છું. ચાલો ત્યારે આપણા નાટકના અભીનયને શરૂ કરો" આમ કહી તે મોટે અવાજે બોલી "દોડો દોડો, મારી આંખનું રતન મારો જ્યોતીન્દ્ર ને મારી દીકરી લક્ષ્મી આપઘાત કરે છે. મારૂં સત્યાનાશ વળી જાય છે. એ કોન દોડોરે, આ બુમ સાંભળતાંજ જ્યોતીન્દ્રનો પિતા ત્યાં આવી પહોંચ્યો અને જ્યોતીન્દ્ર લક્ષ્મી અને તેની માતાને ખેંચતાણુ કરતાં જોઇ બોલ્યો "શું છે? આ બુમો શાની?'

"તમારે કાંઇ નથી પરંતુ મારૂં તો બધુંયે ચાલ્યું જતું હતું તમો તમારી હઠ મુકતા નથી જ્ઞાતિ બહીષ્કારથી ડરો છો ત્યારે આ છોકરાંઓ ઝેર પીને આપઘાત કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે. જરા વિચાર તો કરો?

"આ બીચારી લક્ષ્મીને રીબાતી હું જોઇ શકતો નથી મને મરવા દે" આમ કહી તેની માતાના હાથમાંથી હાથ છોડાવવાનો જ્યોતીન્દ્રે પ્રયતન કર્યો.

જ્યોતીન્દ્રના પિતાને આ જોઇ ઘણું લાગી આવ્યું છે. પુત્ર અને પુત્રિના મરણથી તેનું ઘર સ્મશાન જેવું થઇ જશે તે દ્રસ્ય નજરે આવતાં તેનું હૃદય કંપી ઉઠયું તેથી તે ઉચ્ચસ્વરે બોલ્યો, જ્યોતીન્દ્ર ! લક્ષ્મી ! બેટા ! આપઘાત ન કર. શંભુપ્રસાદ તેની આપ ખુદસત્તાને જોહુકમીના જોરમાં મને જેટલો સતાવવા ઇચ્છે તેટલો ભલે સતાવે. ભલે મને જ્ઞાતિ બહાર મુકે તમારા વાસ્તે હું જ્ઞાતિ બહાર રહેવાને તૈયાર છું તમારા પછી આ વૃદ્ધનું કોણ ? આમ બોલતાં તેની આંખમાં જળજળીઆં આવી ગયાં તેણે જ્યોતીન્દ્ર અને લક્ષ્મીને તેની બાથમાં લીધાં, જ્યોતીન્દ્રની માતા પણ એકાએક આવું પરિવર્તન જોઇ પુતળાની માફક આ દ્રસ્ય જોઇ રહી.

# પ્રકરણ અઢારમું

## યુવાની દિવાની

યોવનના પ્રાબલ્ય પુર તો એવાજ હોય છે. સહુને દિવાના બનાવી દે છે. યોવનમાં કહે કે માણુસ ભાન ભુલે છે. યોવનના રંગજ અટપટા છે. માણુસ યુવાસ્થામાં કેટલીક વખત ન કરવાના કામ કરી બેસે છે- યુવાવસ્થા એ મદીરાના પ્યાલા જેવી વસ્તુ છે તે ઘડીકમાં માણસના ચીત્તને ચંચળ બનાવી દે છે. યોવનના રંગજ એવા અવનવા છે યુવાની ભલભલા માણુસને ભમાવી દે છે; ન કરવાના કામો કરાવે છે ત્યારે તેની પાસે બીચારી નિર્દોષ કુમળી કળી નીરૂપમાનું શું ગજુ?

આજે યુવાનીએ તેને દિવાની બનાવી છે. તેના ચીત્તને ચંચળ બનાવ્યું છે. તેના અવનવા રંગો બદલાય છે ઘડીઘડીમાં તેના વિચારો બદલાય છે. શું કરવું અને શું ન કરવું તે કાંઇ સુઝતું નથી તેનું હૃદય ચકડાળે ચડયું છે તેની યુવાનીના જોમમાં તેની ખાલી નીકળેલી દેહલતાના પ્રબળ પ્રતાપમાં બળી ઝળી રહેલી નીરૂપમાં બોલી.

"આ શું? આ મારા અંગમાં શું થાય છે? ખરેખર આજે મને શું થાય છે તેજ હું સમજી શકતી નથી. મારૂં હૃદય વારે વારે ધડકી રહ્યું છે. અંગ ધ્રુજી રહ્યા છે. હું આ શું અનુભવી રહી છું?–"

આમ વીચાર કરતી બેઠી હતી ગ્રીષ્મ ૠતુમાં ગરમી સખ્ત પડતી હતી. એક તો યોવ[illegible] વીરહાવસ્થાનું પીડન અને તેમાં આ

ગરમી નીરૂપમાના હૃદયને હચમચાવી મુકવાને પુરતી હતી. સખ્ત ગરમી પડતી હોવાથી અધિક ત્રાસ સહન નહીં કરી શકવાથી તનના તાપને જરા શાંત કરવા સ્નાન કરી ખુલ્લા વાળે હીંડોળા પર બેસી હીંચકા ખાતી બોલવા લાગી.

"શું મારે આમજ મારૂં જીવન વ્યતીત કરવું પડશે? મારૂં આ યૌવન આમજ અકાળે કરમાઇ જશે? નીરૂપમા? તારા જેવી અભાગીનીના નસીબમાં દુઃખજ લખાયેલું છે. નહી તો લગ્ન એ શું ચીજ છે તે તું જાણવા શીખે તે પહેલાં શા માટે તારા લગ્ન થઇ જાય. અને જગતની નજરે વિધવા પણ બને? શું કરવું કાંઇ સુજતું નથી મન મુઝાય છે. જીવ આકુલ વ્યાકુલ થાય છે.

અનંગ, અનંગ તારા બાણુથી તો કેટલા ભલભલાના કાળજાં વીંધાઇ ગયાં છે. કેટલાએ તારી અગ્નીમાં બળીને રાખ થઇ ગયા છે તેમાં બીચારી નીરૂપમાનું શું ગજુ! તારા પાસમાંથી કોણ બચી શકયું છે કે નીરૂપમાં બચા શકે?

નીરૂપમાના યૌવનની ખીલેલી વાડીમાં વીહાર કરવા તેના ખીલતા યૌવનનો અમીરસ લુંટવાને કેટલાએ ભમરાઓ તેની પાછળ ગુંજારવ કરી રહ્યા હતા. કેટલાએ લાલસાપોશી યુવકો નીરૂપમાના સૌંદર્યરાશીને લુંટવા ઘુંટવાને તલપાપડ બની રહ્યા હતા. દેવ મંદીરનો મહારાજ નીરૂપમાના રૂપમાં દીવાનો બન્યો હતો નીરૂપમાને તેની જાળમાં ફસાવવા તેણે માલુડોશીને સાધી હતી. બંધી માલુડોશી નીરૂપમાના બ્હાના હેઠળ તે બગભગતને બરાબર ફોલી ખાતી હતી. માલુડોશી મહારાજને નીચોવવામાં જરા પણ ખામી

રમતી ન હતી. નીરૂપમાને કેમ ફસાવવી નીરૂપમાના સૌંદર્યના રૂપ લાવણ્યના કેમ ઢીંગલા ઘડવા તેજ તેની એક ચીંન્તા હતી.

નીરૂપમા યોવનના રંગમાં રંગાઇ હવે તેણે શું કરવું આ યોવન કેમ વ્યતીત કરવું તે સંબંધીના વીચારોમાં દેહનું ભાન ભુલી મશગુલ બની ગઇ હતી ત્યાં અત્યારે તો નીરૂપમાજ જેની કમાણીનું ક્ષેત્ર બની રહી હતી તે માલુડોશી આવી પહોંચી. નીરૂપમા તેના વિચારમાં મગ્ન હોવાથી માલુડોશીનો પગરવ તેને કાને પડયો નહીં તેથી નીરૂપમાની નજદીક જતાંજ માલુડોશી કેમ જાણે તે તેને તેના અંતરથીજ ન ચાહતી હોય તેની આવી દશા માટે તેને પારાવાર દુઃખ ન થતું હોય તેવા સ્વરે નીરૂપમા પ્રત્યે બોલી.

"બેટા નીરૂપમા ! શું વીચારમાં છે. તારૂ હંમેશા પ્રફુલ્લીત રહેતું મ્હોં આજે ઉદાસ કેમ ?

માલુડોશીના આ પ્રશ્નનો કાંઇ [illegible] નહીં આપતાં નીરૂપમા નીરૂપમા રહી [illegible] માલુડોશીના હૃદયમાં ફાળ પડી. નીરૂપમા [illegible] તેના માટે સારૂં ન હતું તેથી નીરૂપમા ભલે તેને તીરસ્કારતી હોય છતાં પણ તેણે તેનો સ્વાર્થ હોવાથી તેને સંતોષવામાં તેની પ્રીતી સંપાદન કરી લેવામાંજ ભલું છે તેમ સમજી ને નીરૂપમા સંબંધી મનમાં ગણગણવા લાગી આટલી બધી આવરદા કાઢી પણ નીરૂપમા જેવી ચંચળ ને ચાલાક છોકરી કયાંઇ જોઇ નહીં' "મારે તેને અવસ્ય મારા પંજામાં ફસાવવી જોઇએ આમ વિચાર કરીને નીરૂપમાની નજદીક જઇ બોલી " બેટા નીરૂપમા ! શું વીચારમાંછે ? હું કયાર નીયે તને બોલાવી રહી છું. છતાંયે કેમ બોલતી નથી ? શરીર તો

આરૂં છેને? તને દુઃખી જોઇ, મને કેટલું બધું દુઃખ થાય છે તે તું શું જાણે?"

માલુડોશીના આ શબ્દો સાંભળતાંજ નીરૂપમાનો માલુડોશી પ્રત્યેનો તીરસ્કાર ઓછો થઇ ગયો. મંદીરમાંનું કારસ્થાન માલુડોશીનુ નહી પણ બીજાનું હશે તેમ તેને જણાયું તેથી તે માલુડોશી પ્રત્યે બોલી.

"મારા મનમાં અનેક ઉપરાઉપરી વિચારો આવ્યા કરે છે. શું કરવું અને શું ન કરવું તે મને કાંઇ સુઝતું નથી. મારા શરીરમાં આગ લાગેલી જણાય છે તે કેમે કરી શાન્ત થતી નથી. હું તમોને મારી માતા સમાન સમજુ છું આ વીપત્તીમાંથી બચવાનો કાંઇ ઉપાય બતાવશો?" યોવનમાં બળી રહેલી નીરૂપમાએ યોવનાગ્નીથી બચવાનો ઉપાય બતાવવાનું કહી તે માલુડોશી તરફ ખીન્નવદને જોઇ રહી.

નીરૂપમાના મ્હોંપરના તથા હ્રદયપરના આજના ફેરફાર જોઇ પોતાનું કાર્ય પુર્ણ થવાની માલુડોશીને હીંમત આવી. નીરૂપમાના ઉપલા શબ્દો સાંભળતાંજ કેમ જાણે કાંઇ ગુઢ વીચાર કર્યા પછી તે ન બોલતી હોય તેમ નીરૂપમા પ્રત્યે બોલી.

'બ્હેન! યુવાનીજ સર્વને દીવાની બનાવી મુકે છે. તેમાં તારો શું વાંક? કેવું ચંદ્રને પણ લજાવે તેવું રૂપ છે? આવું રૂપ અને આવી સુંદર દેહલતા માળીના વીના ઉજડ બની કરમાઇ જાય તેમાં દોષ કોનો?'

'મારા ભાગ્યનો તેમાં બીજાને શા માટે દોષ દઉં? જો મારા ભાગ્યમાંજ સુખ મંડાયું હોત તો મારી આવી સ્થીતિ શા માટે થાત? જ્યારે મારા પુનર્લગ્ન કરવાને મારા પિતા પ્રયાસ કરતા હતા ત્યારે જો મારા ભાગ્યમાંજ સુખ લખાયું હોત તો જ્ઞાતિજનો વિરૂધ શા માટે પડત? મારાજ ભાગ્યનો દોષ છે. જ્યાં નહીંતર આજ-કાલ કામ વાસનાને વશ થઇ અધોગતીની ગર્તામાં ગબડાઇ પડી બાળાઓ તેનું જીવન બગાડીને દીવસો વીતાવી રહી છે જ્યાં કેટલીયે વિધવાઓ વૈધવ્ય જીવન નહીં પાળી શકવાથી પરધર્મીઓના હાથમાં ફસાતી જાય છે જ્યાં બાળહત્યા અને કમોતના દાખલાઓ દીવસે દીવસે વધતા જાય છે છતાંએ શા માટે આપણો સમાજ પુનર્લગ્નના બારણા બંધ કરી બેઠો છે. બળાત્કારથી વૈધવ્ય પળાવવું એમાં શું શોભા છે? એના કરતાં તો પુનર્લગ્ન કરી સુખપુર્વક સંસાર ચલાવે તેમાં આપણા સમાજની શું અધોગતિ થઇ જવાની હતી?'

પુનર્લગ્ન અને વિધવા વીવાહનું નીરૂપમાના મ્હોંએથી નામ સાંભળતાંજ કેમ જાણે માલુડોશીને કમકમાટ આવતો હોય અને જો પુનર્લગ્ન અને વીધવા વીવાહની છુટ આપવામાં આવે તો આજ કાલ નીર્દોષ બાળાઓને ફસાવી તેના વ્યાપારને તેજીમાં મુકી શકી છે તેનો નાશ થઇ જતાં તેને ભુખે મરવાનો વખત આવે તેમ હોવાથી કેમ જાણે તેને પુનર્લગ્નની તરફ ઘૃણા ન હોય તેવો ભાવ કરતાં બોલી "નીરૂપમા! તારા જેવી સદગુણી બાળાના હૃદયમાં આવા અવીચાર શા? બ્હેન! આ વીચારોજ માણસને અધોગતીમાં નાખવાને પુરતા છે. પુનર્લગ્ન એજ હીન્દુ ધર્મની

અવનતીનું કારણુ છે તને આ વીચાર શોભે કે ? બ્હેન ! તું યુવાન છે અને વીધવા છે એટલે તારે સંપુર્ણ સાવચેતીથી ચાલવાની જરૂર છે. યોવનાવસ્થામાં માણુસ દિવાનો બની જાય છે કદાચ તારી પણુ તેવી દશા થઇ હોય પરંતુ આપણે વીધવાઓએ તો આવા સ્વપ્નમાં પણુ વીચાર ન કરવા જોઇએ. બ્હેન ! દેવ મંદીરમાં આવતી જા. સત્સંગનો લાભ મળશે. તેથી તારા અવીચારો મગજમાંથી નીકળી જશે. બેટા ! દેવ મંદીરોના સત્સંગથી તો રાજા હરીશ્ચંદ્રનો ધર્મ તું જાણીશ અને જેથી તારૂં કલ્યાણુ થઇ જશે.”

‘પરંતુ દેવ મંદીરોમાં જવાની તો હું વીરૂધ છું કારણુકે તે દીવસે હું તમારી સાથે મંદિરે આવી હતી ત્યાં જેને તમો બધા મહારાજ કહો છો તેજ મારી તરફ બદનજર કરી રહ્યો હતો. શું તમારા મંદીરોમાં આવાજ વિષયપીપાસુ મહારાજોની ભરતી કરી છે ?’

“જે મંદીરમાં પરમાત્માના સ્મરણુ થકી શાન્તિ ને સુખનું વાતાવરણુ હોવું જોઇએ જ્યાં જવાથી માણુસનું હૃદય પવિત્ર અને નીષ્કપટ થવું જોઇએ ત્યાં આવી સ્થીતી ?” નીરૂપમાએ મંદીરમાં જવાની આનાકાની કરતાં માલુડોશીને સંભળાવ્યું.

માલુડોશી પણુ પક્કી હતી તેણે સાઠ ઉપર દીવાળી જોઇ હતી તે નીરૂપમા જેવી ભોળી બાલાની પાસે સપડાય તેમ ન હતી તેથી નીરૂપમાના હૃદયમાં ઘર કરી બેઠેલા વિચારોને ફેરવવાનો નીશ્ચય કરી બોલી.

"નીરૂપમા ! એતો તને રાજા હરીશ્ચંદ્ર અને તારામતીનું જ્ઞાન આપવા મેં મહારાજને વીનંતી કરી ત્યારે તેણે કહ્યું તે બાળાનું ચીત્ત પ્રભુ ભક્તિમાં લીન છે કે માયામાં ચંચળ છે તેની હું પહેલાં ખાત્રી કરી લઉ પછી તારામતીનો ધર્મ સમજાવીશ આમ કહીને તેઓ તારી ખાત્રી કરવાને ત્યાં આવ્યા હતા તેથી તેઓ તારી તરફ ટીકી ટીકીને કદાચ જોતી હશે પરંતુ તે બધું તો તારા ભલાને માટેજ હતું. મહારાજે એવા અનીતીમાન નીકળે તો પછી ધરતી રસાતાળજ જાયને ?

આવી રીતે માલુડોશીએ નીરૂપમાને તેની જાળમાં ફસાવવાની બાજી રચી. પ્રપંચ અને યુકતી પ્રયુકતીથી અજાણ નીરૂપમા માલુ ડોશીની વાકજાળમાં ફસાઇ અને તેણે કાલે દેવ મંદીરે જવાનું માલુડોશીને વચન આપ્યું.

નીરૂપમાને તેની જાળમાં ફસાવી માલુડોશી આનંદીત ચીતે તેના ઘર તરફ રવાના થઇ. નીરૂપમાનું ચીત યુવાની હોવાથી ચગડોળે ચઢયું હતું તે કેમે કરીને શાંત પડતું ન હતું. તેનું હૃદય યૌવનના લ્હાવા લેવાને આતુર હતું. પરંતુ તેનો અંતરાત્મા "યુવાની દીવાની" છે તેમ વારંવાર તેને પોકારીને કહેતો હતો. નીરૂપમા આવીજ સ્થીતીમાં શુ કરવું તેનો વીચાર કરવા લાગી. કામાગ્નીથી પ્રજળતા દેહને તે કાબુમાં રાખવાને અશકત હતી. વીચારના અંતે કાંઇ નીશ્ચયપર નહી આવી શકતાં તે આવી સ્થીતીપર અશ્રુપાત કરતાં કરતાં તે નીદ્રાધીન થઇ ગઇ.

# પ્રકરણ ૨૦મું

## ન્યાયનું ફારસ

"જયોતિન્દ્ર! શંભુપ્રસાદ નક્કી કાંઇ અવનવી શેતરંજ ખેલ્યા વિના રહેશે નહીં. આપણને સતાવવામાં તે તેનાથી બનશે તેટલું તો કરી ચુકશેજ માટે તું સાવધ રહેજે" જયોતિન્દ્રનો પિતા બોલ્યો.

"હું પણ તેમજ ધારૂં છું. શંભુપ્રસાદે તેની પટેલાઇના મદમાં જોહુકમી અને આપખુદીના જોરમાં હજારો નિર્દોષ માનવીઓના લોહી ચુસ્યા છે. ઇચ્છા કે અનિચ્છાએ ઘણાઓને તેને વશ થવાની ફરજ પાડી છે, તે બધુએ સત્ય છે, પરંતુ પિતાજી! આ જયોતિન્દ્ર કોઇ જુદીજ ખોપરીનો માણસ છે. સુખ અને દુઃખ એ તો આ જીવનનો વ્યહવાર છે, આવે છે અને જાય છે. તેનાથી ડરી હું શંભુપ્રસાદની આપખુદ સત્તા અને પટેલાઇની ચક્કીમાં ભોગરૂપ હોમાઉં તેવું કદાપિ ધારશો નહીં"

જીવન એ ક્ષણીક વસ્તુ છે, આત્મા અમર છે. તેને કૃષ્ણ પરમાત્માએ ગીતામાં જેમ ગાયું છે '**નૈનં છીદન્તિ શસ્ત્રાણી, નૈનં દહતિ પાવક:**" જેને શાસ્ત્રો છેદી શકતા નથી. એવા અમર આત્મા પર હું શંભુપ્રસાદની જોહુકમીની મ્હોર નહીં લાગવા આપું.- અત્યાર સુધીમાં અનેક નિર્દોષોને ભલે તેણે સતાવ્યા હોય, તેની આપખુદ સત્તાના જોરે અનેકને ભલે રડાવ્યા હોય પરંતુ આ જયોતિન્દ્ર તેના પાશમાં સપડાવાનો નથીજ. મારા ભોગે જો હજારો મનુષ્યો શંભુપ્રસાદની જો હુકમીમાંથી છટકી શકતા હોય તો શંભુપ્રસાદના પાશમાંથી અનેક નિર્દોષોને બચાવવા માટે હું મારા પ્રાણનુ બળીદાન આપવાને પણ તૈયાર છું"

"શાબાશ! જયોતિન્દ્ર! તારા આવા ઉત્સાહવર્ધક શબ્દો સાંભળતાંજ મારા હ્રદયમાં આનંદની ઉર્મીઓ ઉછળી રહી છે. મારો

આત્મા કૃત્યકૃત્ય થઇ રહ્યો છે. પરોપકાર્થે પ્રાણાર્પણ કરનાર તારા જેવા પુત્રનો પિતા થવામાં હું અહોભાગ્ય સમજું છું.

બેટા! સમાજોદ્ધારક, કાર્ય કરી અવનતિની ગર્તામાં ગબડયે જતા સમાજને પ્રગતિના પંથે ચડાવી "સમાજનો સડો" દુર કરવાનું પ્રભુ તને બળ આપે, હજારો નિર્દોષ જ્ઞાતિજનોના લોહી ચુસનાર, તેમની આપખુદ સત્તામાં ખુંદનાર શંભુપ્રસાદ જેવા પટેલની જોહુકમી તોડવાના તારા કોડ પરમાત્મા પૂર્ણ કરે તેવો મારો આશિર્વાદ છે."

આપનો આશિર્વાદ શીરોમાન્ય કરું છું.

પિતાજી! જ્ઞાતિ હિતાર્થે ફના થઇ પુત્રને તમારા જેવા પિતાની સહાયતા વધુ ચૈતન્યવંતો બનાવે છે. "સમાજનો સડો" દુર કરવા માટે પુત્રની આહુતી આપનાર પિતા પણ તમારા જેવા કોઇ વીરલાજ હોય છે."

"પોતાની ઇચ્છા પાર પાડવા, જ્ઞાતિના પટેલો નિર્દોષ જ્ઞાતિજનો-પર ગમે તેવો સીતમ–જુલ્મ ગુજારે, પોતાના કાણા, આંધળા, મુંગા કે લંગડા છોકરાને જ્યારે કોઇ પુત્રિ ન આપે ત્યારે કેમ જાણે બીજાઓની પુત્રિઓ તો તેમની થાપણુજ ન હોય, જ્ઞાતિજનો તેના ગુલામ કે વેચાયલાજ કેમ ન હોય તેમ ઇચ્છાએ કે અનીચ્છાએ તેઓની પુત્રિઓ પોતાના કુળ દીપકને આપવાને દબાણ કરનાર પટેલીઆઓની આપખુદ સત્તા તોડી અને તેનાથી જ્ઞાતિજનોને બચાવી લેવું તે શું ઇષ્ટ નથી? જો કોઇ જ્ઞાતિજન તેની લક્ષ્મી જેવી સ્વરૂપ સુંદર પુત્રિ આ આપખુદ, જોહુકમી અને જુલ્મનો ઇજારો લઇ બેઠેલા પટેલીઆ-ઓને આપવાની ના પાડે તો તેમનાપર ત્રાસ વર્તાવી તેઓને છેત્રટે

જ્ઞાતિ બહાર મુકવાનો ભય બતાવીને પોતાની ઇચ્છા પુરી પાડવાના પ્રયત્નો કરનાર પટેલીઆઓની આપખુદ પટલાઇને તોડી ફોડી નાખી "**સમાજનો સડો**" દુર કરવાનો પ્રયત્ન કરવાનો સમય નથી આવી પહોંચ્યો ?"

"બેટા ! સમય તો કયારનોયે આવી પહોંચ્યો છે પરંતુ જ્ઞાતિ હીતાર્થે પોતાની જાતિનો ભોગ આપનાર "**સમાજનો સડો**" દુર કરી પ્રગતિના પંથે ચડાવનાર વીરલા કયાં છે ?"

"પિતાજી ! મારૂં યુવક મંડળ આ સઘળું કરવાને તૈયાર છે. મને લાગે છે કે સમય જાય છે તે સમયમાં શંભુપ્રસાદની પટેલાઇની જોહુકમીના પાયા ડગમગી રહ્યા છે અને જોતજોતામાં તેની આપખુદ સત્તા અને પટેલાઇનું નામ નીશાન પણ નહી રહે" આમ કહીને થોડો સમય વિચારમગ્ન દશામાં બેઠા પછી જ્યોતિન્દ્ર તેના પિતા પ્રત્યે બોલ્યો.

"બુઝાતો દીપક જેમ એક વખત જોરથી પ્રકાશી ઉઠે છે તેમ આપણને તેની આપખુદ સત્તા અને જોહુકમીના પાશમાં સપડાવી આપણા પર જુલ્મ વર્ષાવી શંભુપ્રસાદ પટેલ આપણને તેને વશ થવું પડે તેવા ઉપાય યોજવા વિના નહીં રહે. પરંતુ આકાશ નીચે ઉતરી આવે, સમુદ્ર મર્યાદા મુકે છતાં પણ લક્ષ્મીને મેળવવાની તેની આશા તેના આ જન્મમાં તો ફળીભુત થાય તેમ છેજ નહીં અને થશે પણ નહીં."

"આમ થવાથી તે કદાચ વધુ વીફરશે અને હું ધારું છું કે તે કદાચ છેલ્લે પાટલે પણ જઇ બેસશે."

"જ્યોતિન્દ્ર! તે છેલ્લે પાટલે જઇ બેસશે તે વિશે તું શું ધારે છે?"

"તેની ઇચ્છા પ્રમાણે વશ થવા માટે તે કદાચ આપણો જ્ઞાતિ બહિષ્કાર કરશે. તેનાથી બીજું તે શું કરી શકવાનો હતો?"

"જ્યોતિન્દ્ર! તું ધારે છે કે શંભુપ્રસાદ આવું પગલું ભરે?"

"અવશ્ય એમાં ધારવાનું શું હતું? વેર લેવાની ધુનમાં મશ્ગુલ બનેલો મનુષ્ય એવું શું છે જે ન કરે? શંભુપ્રસાદ તો તેના પ્રયત્નમાં સફળ નહીં થયેલા હોવાથી આપણા પર વેર લેવાને માટે આંધળો બન્યો છે. વૈરાગ્નિમાં અંધ થયેલો ગમે તે કામ કરી શકે છે, પણ તેથી શું? તે આપણને કાલે જ્ઞાતિ બહિષ્કાર કરતો હોય તો ભલેને આજે કરે, તેનાથી કોણ ડરે છે? જ્ઞાતિને પ્રગતિના પંથે ચડાવવા માટે **"સમાજનો સડો"** દુર કરી તેને પ્રગતિના પંથે ચડાવવામાં આપણું બળીદાન લેવામાં આવે તો આપણે પણ સમાજના ઉદ્ધાર માટે સહર્ષ બળીરૂપે હોમાવું જોઇએ."

આવી રીતે પિતા પુત્ર વચ્ચે સમાજને પ્રગતિના પંથે ચડાવી. બેહાલ નીરહાય થઇ ગયેલી દરેક સ્થળે હડધુત થતા સમાજનો ઉદ્ધાર કરવાના સ્વપ્નો રચાતા હતા. જ્ઞાતિ પટેલના આપખુદ પંજામાંથી જ્ઞાતિજનોનો ઉદ્ધાર કરવાની વાતચીત થતી હતી ત્યાં યુવક

મંડળનો સભ્ય સુરેન્દ્ર ત્યાં આવી પહોંચ્યો અને જ્યોતિન્દ્ર પ્રત્યે બોલ્યો.

"જ્યોતિન્દ્ર ભાઇ! સાંભળ્યું છે કે શંભુપ્રસાદ પટેલ જ્ઞાતિ ભેગી કરી તમારો આજે જ્ઞાતિ બહિષ્કાર કરવાના તનતોડ પ્રયત્ન કરી રહ્યા છે."

"સુરેન્દ્ર! એમાં તે બીચારો ખોટું શું કરે છે? જે માણસ તેની પટેલાઇનાજ પાયા ઉખાડી નાખવા ઇચ્છતો હોય તેને દબાવી દેવાને આવા શસ્ત્રનો ઉપયોગ ન કરે તો બીજો કયો કરે?"

"જ્ઞાતિ બહિષ્કરાથી કોણ ડરે છે? પરંતુ તે તો તમારા પર કલંક મુકે છે અને આ કલંકના પડદા પાછળ તમારૂં કાટલુ કાઢવા ઇચ્છે છે" સુરેન્દ્ર બોલ્યો.

"એવી શું વાત છે સુરેન્દ્ર? જ્યોતીન્દ્રનો પીતા અધીરાઇથી બોલ્યો."

"જ્યોતિન્દ્ર ભાઇને કોઇ પરજ્ઞાતિની સ્ત્રી સાથે આડો વહેવાર છે. આમ જણાવી અને આ બ્હાનાની નીચે તે જ્યોતિન્દ્ર ભાઇનું કાટલું કાઢવા ઇચ્છે છે. તેણે પાસા તો બરાબર ફેંકવા શરૂ કર્યા છે પરંતુ હું ધારૂં છું કે તે તેની આ ધારણામાં ફળીભુત નહીં થાય."

"તે તેં કેમ ધાર્યું?"

"યુવકમંડળ તમોને કયાં નથી ઓળખતું? જ્ઞાતિના હીતાર્થે

દેહનું બળીદાન આપનાર વીરનરને તે ક્યાં નથી ઓળખતું? યુવક મંડળના સભ્યો આજે પટેલીઆઓ સામે બંડ ઉઠાવી તેની આપખુદ પટેલાઇના પાયા ડગમગાવી છીન્ન વિછીન્ન કરવા ઇચ્છે છે અને તેથીજ તે સભામાં તમોને તેડી જવા માટે હું આવ્યો છું" સુરેન્દ્ર બોલ્યો.

"અહાહા! પરમાત્મા તારી પણ અકળ કળા છેને? જે દિવસની હું રાહ જોઇ રહ્યો હતો તેજ આવી પહોંચ્યો છે, શંભુપ્રસાદ! ધુંધવાયેલો અગ્નિ કોઇ દીવસ પ્રબળજ્વાળા રૂપે ફાટી નીકળે છે તેનો તને ખ્યાલ છે? અત્યાર સુધીમાં તેં અનેક નિર્દોષના લોહી પીધાં છે. તેઓના પૈસે મોજ મજાહ ઉડાડી છે. પારકા પૈસે પરમાનંદ કર્યો છે પરંતુ તારા ખ્યાલમાં રાખજે કે તે અંધકારનો યુગ ચાલ્યો ગયો છે. શુંભુપ્રસાદ! આતો વીસમીસદી છે. પ્રજાની ભાવનાંઓ ચેતનવંતી થતી જાય છે, આપખુદી ન જોહુકમીનો યુગ ચાલ્યો ગયો છે અને હવે તો સ્વતંત્રતાનો યુગ આવી પહોંચ્યો છે. આ યુગમાં તો યુગને સમજી જીવનારાજ જીવી શકે તેમ છે. ભલે કદાચ આજે તું મારો જ્ઞાતિ બહિષ્કાર કરે પરંતુ તેનાથી ફુલાઇ જતા નહિ. તારી પટેલાઇના વિનાશના ડંકા ગગન ભેદી સ્વરે સંભળાઇ રહ્યા છે." આમ કહી જ્યોતિન્દ્ર તેના પિતા અને સુરેન્દ્ર સાથે જ્ઞાતિ સભામાં જવાને રવાને થઇ ગયો.

આ બાજુ શંભુપ્રસાદ પટેલના હૃદયમાં આજે આનંદનું વાતાવરણ જામી ગયુ હતું જ્ઞાતિ બહીષ્કારના ડરથી ડરીને જ્યોતિન્દ્ર

તેના પગમાં પડી કાલાવાલા કરતો તેની બ્હેન લક્ષ્મીને આપવા આવશે ત્યારે તે તેને ઠોકરે મારી છેવટે તેના ઉપર ઉપકાર કરવાનો ડોળ કરી લક્ષ્મીનું માંગું સ્વીકારી લેશે. આવા વિચારો કરતો તે જ્ઞાતિ સભામાં આવી પહોંચ્યો.

સભામાં આજે આબાલ વૃદ્ધ સહુ આવ્યા હતા. આજની જ્ઞાતિ સભાનો રંગજ ન્યારો હતો સહુ આજના વાતાવરણથી અજબ થઇ ગયું હતું. જ્ઞાતિપટેલ શંભુપ્રસાદના ત્રાસથી કંટાળી ગયેલા જ્ઞાતિજનો જ્યોતિન્દ્રનો વિજય ઇચ્છતા હતા ત્યારે શંભુપ્રસાદના ટુકડાપર જીવનાર જટીલ જમનીયા જેવા જ્ઞાતિનું નખ્ખોદ વાળનારા શંભુપ્રસાદનો વિજય ઇચ્છતા હતા.

સહુ ચુપચાપ શું થાય છે તે જોતાં બેઠા હતા એક બાજુ નવયુવાનોને પ્રગતિના પંથે ચડાવનાર સમાજોદ્ધારક વીર જ્યોતિન્દ્ર તેના નવયુવાન મિત્રો સાથે બેઠો હતો ત્યારે બીજી બાજુ શંભુપ્રસાદ પટેલ તેની આપખુદ પટેલાઇના પાયા મજબુત કરનાર ખાંધીયાઓ સાથે જ્યોતિન્દ્ર તરફ કરડી નજર ફેરવતો બેઠો હતો.

આવી રીતે થોડો સમય શાંન્તીમાં પસાર થઇ ગયા પછી શંભુપ્રસાદ પટેલ સર્વને ઉદ્દેશીને બોલ્યો "છોકરવાદીયું મંડળ ઉભું કરી ગામના છોકરાઓને ભમાવનાર જ્યોતિન્દ્રનું ચરિત્ર કલંકીત છે તેવી મારા કાનપર વાત આવી છે અને તેથી કલંકીત જ્યોતિન્દ્રને હું સમાજના નવયુવાનો સાથે વધુ ભળતો જોવા નહીં ઇચ્છતો

હોવાથી તમો સર્વની અનુમતી લઇ તેને તે જ્યાં સુધી તેનું વર્તન સુધારે નહી ત્યાં સુધી જ્ઞાતિ બહિષ્કાર કરવા ઇચ્છું છું.

હજુ શંભુપ્રસાદ પટેલ ભાગ્યેજ પુરતું બોલી રહ્યા હશે તેવામાં ખુશામદ એજ જેનું જીવન છે તે જટીલ જમનીયો "બરાબર છે. શંભુપ્રસાદ ભાઇ ઠીક કહે છે આવા માણસોનો ચેપ જ્ઞાતિમાં ન ફેલાય તેજ ઇચ્છવા યોગ્ય છે"

શંભુપ્રસાદ અને જમનીયાના જ્યોતિન્દ્ર પ્રત્યેનાં આવા ખોટા પ્રહારો નવયુવાનોથી સહન નહી થવાથી એક બોલી ઉઠયો "તદન જુઠું, સ્વાર્થમાં અંધ બનેલા શંભુપ્રસદ પટેલ! તમારી આંખ પાસે તમે ફક્ત તમારોજ સ્વાર્થ જોઇ શકતા જણાવ છો. તમારા સ્વાર્થમાં જ્ઞાતિનું ગમે તે થાય. જ્ઞાતિ મરી ફીટે તેનું નામ નિશાન રહે કે નહી પરંતુ તમારો સ્વાર્થ સધાયો એટલે બસ એમજ ને? ઓ સ્વાર્થ પીપાસુ જ્ઞાતિ પટેલ! ગાડરીઆ પ્રવાહની માફક તમારી પાછળ વિચાર કર્યા વિના માણસો ઘસડાતા હતા તે જમાનો ચાલ્યો ગયો છે."

"અરે પટેલાઇનેજ દફનાવો. પટેલાઇની પ્રથાનોજ નાશ થવો આવશ્યક છે, ઓ જ્ઞાતિના બની બેઠેલા પટેલો! તમો પટેલનો અર્થ સમજો છો? જે જ્ઞાતિની વધુમાં વધુ સેવા કરે, જ્ઞાતિને ઉન્નતિને માર્ગે દોરે તે પટેલ. અને તેમાં પણ પટેલ આપખુદ નજ બની શકે જ્ઞાતિ જનોનો વિચાર તેજ પટેલનો કાયદો પોતાના મનસ્વી ભેજાનો વિચાર નહી, તમોને પટેલ બનાવવામાં આવ્યા હતા તે નહી કે.

તમારી સ્વેચ્છા મુજબ જ્ઞાતિજનોપર આપખુદ સત્તા ચલાવવાને ?" એક નવયુવાન બોલ્યો.

"જ્યાં જ્ઞાતિના પૈસે મોજ મારનારા જ્ઞાતિ પટેલો જ્ઞાતિનું હીત કરનાર પર ગમે તેવા કલંકો મુકી તેનો જ્ઞાતિ બહિષ્કાર કરવાની ભલામણ કરે છે, ત્યાં હવે જ્ઞાતિ પટેલની જરૂરજ શું રહી છે ? શંભુ-પ્રસાદ પટેલ ! તમારી પટેલાઇના નાશની નોબત વાગી રહી છે." બીજો નવયુવાન શંભુપ્રસાદની આપખુદી સહી ન શકવાથી બોલી ઉઠયો.

છતાં પણ તે તરફ કાંઇ પણ લક્ષ નહી આપતાં શંભુપ્રસાદના ખાંધીયાઓ તો જ્યોતિન્દ્ર તથા તેના પિતાનો જ્ઞાતિ બહીષ્કાર કરવાનો ઠરાવ કરીને "ન્યાયનું ફારસ" ભજવીને ચાલ્યા ગયા.

# પ્રકરણ ૧૯ મું

## ફસાઇ

માલુ ડોશીના ચાલ્યા જવા પછી યુવાનીના યૌવન રંગમાં મહાલતી અનંગના તાતા તીરોથી દુઃખી થતી નીરૂપમાને શું કરવું અને શું ન કરવું. માલુ ડોશી તેને તેના હીતને માટેજ આ બધું કહેતી હશે કે તેમાં તેનો સ્વાર્થ હશે? શું ખરેખર માલુ ડોશી મારા જેવી એક નાદાન અવસ્થામાં વિધવા થયેલ નવયૌવનાને અધોગતીની ગર્તામાં જતી બચાવવાજ દેવ મંદીરમાં જવાની અને પ્રભુ ભકતીમાં મસ્ત બની દીવસો પસાર કરવાની સલાહ આપતી હશે કે મારા નવયૌવનના લાલીત્યમાં રંગાઇ મારા સૌંદર્યને વેચી તે માલદાર થવાને આમ કરતી હશે?" આમ વીચાર કરતી બીજા દીવસના પ્રભાતે નીરૂપમા બેઠી હતી. તેના હૃદયમાં હજારો તરંગો આવતા હતા અને પલકવારમાં પાણીના પુરની માફક ચાલ્યા જતા હતા. તેનું ચીત સ્વસ્થ ન હતું. તેના માટે કયો માર્ગ ઉત્તમ છે તે સમજી શકવાની તેનામાં બુદ્ધી ન હતી. તેણે જગતની જંજાળ, આંટીઘુંટી કે ઝેરી વાતાવરણ જોયું ન હોતું તે તો જગતમાં સર્વને તેના જેવાજ સમજતી હતી. સર્વને સત્યતાની મુર્તી સમજતી હતી તેથી માલુ ડોશી જેવી તેના પ્રત્યે અતી સ્નેહ રાખતી સ્ત્રી તરફ તે માનની નજરે જોતી હતી, પરંતુ ભોળી નીરૂપમાએ જગતના વાયરા નહીં સહેલા હોવાથીજ સર્વને પોતાની જેમ સમજી બેઠી હતી અને તે તેની આ સમજમાં કેટલી ખોટી હતી તે આગળ ઉપરના બનાવોથી આપણે જાણી શકીશું.

જગતના પવનના સપાટા નહીં સહેલા હોવાથી નીરૂપમા માલુ ડોશીને દેવના દુત સમાન માની મનમાંને મનમાં તેની પ્રશંસા કરી રહી હતી. "માલુ ડોશી જેવી પરદુ:ખભંજન સ્ત્રી જગતમાં થવી મુશ્કેલ છે. તેના જેવી અજાણ્યાઓને વિપત્તીમાં સહાય કરનારીને શું ઉપમાનથી વધાવવી? તે તો આ જગતની નહીં પણ સ્વર્ગની દેવી છે તેમ કહું તો જરા પણ ખોટું નથી, માલુ ડોશી તો માલુ ડોશીજ છે, મારા જેવી અનાથની તે કેટલી બધી ફીકર કરી રહી છે જ્યારે મારી તેને આટલી બધી ચીંતા છે ત્યારે તેની સાથે દેવ મંદીરમાં જવામાં શું વાંધો છે? માલુ ડોશી કુચરીતા હોય તેમ તેના વર્તન પરથી જરા પણ જણાઇ આવતું નથી. મારા માટે ઓછી ઓછી થઇ જનારી, મારા સુખમાં સુખ માનનારીનો જ્યારે હું તીરસ્કાર કરીશ જ્યારે હું તેને કહીશ કે હું તમારી સાથે દેવ મંદીરમાં આવવા નથી ઇચ્છતી ત્યારે તેના હૃદયને કેટલો બધો આઘાત થશે? શું તે મને સ્વાર્થી નહીં સમજે?" આમ કહી માલુ ડોશીની સાથે દેવમંદીરે દર્શનાર્થે જવું કે ન જવું તે વિશેના વિચારમાં મગ્ન બની ગઇ.

આવી રીતે થોડો સમય વિચારમગ્ન દશામાં ગુમાવ્યા પછી તે એકાએક બોલી, "માલુ ડોશી સાથે દેવમંદીરમાં જવાથી મને શું નુકશાન થવાનું છે? માલુ ડોશી મને શું કરવાની છે? કદાચ હું માલુ ડોશી વીશેની મારી ધારણામાં ખોટી પડીશ તો પણ જ્યાં સુધી મારૂં હૃદય શુદ્ધ છે મારો આત્મા કલંક રહીત છે ત્યાં સુધી માલુ ડોશી કે બીજાઓ મને શું કરી શકવાના છે?" આમ કહીને બોલતી બંધ થઇ ગઇ.

"આજે તો દેવમંદીરે અવશ્ય જઇશ અને મારી શંકાઓના સત્યા સત્યની તપાસ કરીશ. શું દેવમંદીરો વ્યભીચારનાજ ધામ થઇ રહ્યા હશે? જો તેમ ન હોય તો મારા માતા પીતા મને દેવમંદીરોમાં જવાને શાં માટે મના કરી ગયાં હશે? આમાં હું કાંઇ સમજી શકતી નથી. નકકી કાંઇક ભેદ તો આમાં હોવોજ જોઇએ અને તે ભેદનો પાર પામવા મારે આજે અવશ્ય પ્રયત્ન કરવો જોઇએ.

જો કદાચ હું માલુ ડોશીને જેવી સાધવી, પરદુઃખભંજન અને પરોપકારી સમજું છું તે મારી ધારણામાં ફેર નીકળ્યો તો પણ તેથી શું? માલુ ડોશીના કાવતરાંથી વાકેફ થઇ અન્ય અબળાઓને તેના કાવતરાંનો ભોગ નહીં થવા દેવાની હું જુબેશ ઉઠાવીશ, જો દેવમંદીરો ખરેખર વ્યભીચારના ધામ હશે તો તેઓનો ભેદ–તેઓનું પોગળ ખુલ્લું પાડી હું જનતાને તેઓના સકંજામાં સપડાતા બચાવવાનો પ્રયત્નો કરીશ.

આવી રીતે વીચાર કરતી નીરૂપમા બેઠી હતી. તેવામાં નીરૂપમા જેવી સોનાની ચલ્લી છટકી જતાં પાછી પીજરામાં સપડાયલી હોવાથી આનંદીત હૃદયે માલુ ડોશી ત્યાં આવી પહોંચી પરંતુ તયાં આવતાંજ તેણે શું જોયું?

જે નીરૂપમા તેને માનપૂર્વક બોલાવતી હતી. જે નીરૂપમા તેની પાસે એક શબ્દ પણ બોલી શકતી ન હતી તેણે માલુ ડોશીને જોતાંજ પ્રશ્ન કર્યો. "માજી! શું ઘણા ખરા કહે છે તેમ દેવમંદીરો

વ્યભીચારના ધામ હશે? જો તેવુંજ હોય તો પછી મને શા માટે ત્યાં લઇ જાવ છો?"

નીરૂપમાનો આ પ્રશ્ન સાંભળી પહેલાં તો માલુ ડોશીની જીભજ સીવાઇ ગઇ. નીરૂપમાના પ્રશ્નનો શું ઉત્તર આપવો તે સુજ્યો નહીં પરંતુ માલુ ડોશી નીરૂપમા જેવી સાતને ખાઇ જાય તેવી ખંધી હતી તેથી નીરૂપમાના પ્રશ્નથી ગભરાઇ નહીં જતાં બોલી. "બેટા! એ તો આ કળીયુગ છે ને ધર્મ જવા બેઠો છે. હળાહળ કળીયુગ આવ્યો છે. ધર્મનો નાશ થવા આવ્યો છે તેથી માણુસોને જેમ બોલવું હોય તેમ બોલે છે, પરંતુ તું શું ધારે છે? એવું હોય તો હું તને ત્યાં લઇ જાઉં કે? શું તને મારા પર પણ વીશ્વાસ નથી? અને દેવ મંદીરોમાં તે આવું થતું હશે?"

માલુ ડોશીના આવા ભકતીપુર્ણ વચનો સાંભળી નીરૂપમાને માલુ ડોશી પર હતો તેનાથી અધિક વીશ્વાસ બંધાયો તે માલુ ડોશીને ધર્મીષ્ઠ સ્ત્રી માનવા લાગી પરંતુ માલુ ડોશી પોતાનું કાર્ય સાધવામાં જે ન કરે તેટલું થોડું હતું અને તેથી તેણે નીરૂપમાની પોતાના પર શ્રધ્ધા વધારવા માટે કહ્યું.

"નીરૂપમા! જો એવુંજ હોય તો પછી હું ઘરડે ઘડપણ શું મારૂં જીવતર બોળવા દેવ મંદીરમાં જતી હશું? જુઓ! સ્ત્રીઓઓનો તે કંઇ અવતાર છે? મંદીરમાં ઘડપણના વખતે જીવતર સુધારવા, અગમનીગમનો બોધ લેવા જઇએ તોયે અમારા પર કુડા કલંક ચડે છે." આમ બોલતાં બોલતાં માલુ ડોશીની આંખમાંથી આંસુઓ સરી પડયાં.

માલુ ડોશીને રડતી જોઇ, નીરૂપમાંનું હૃદય ધવાયું તે માલુ ડોશીને નહીં રડવાનું કહેતા બોલી. "માજી! એમ, રડો છો શું? શું જગતના મ્હોંએ ગરણું બાંધવા જવાશે? હું તો તમોને મારી મા જેવા ગણું છું, તમો મારૂં ભલું નહીં ઇચ્છો તો કોણ ઇચ્છશે? હું તમારી સાથે દેવમંદીરમાં આવી રાજા હરીશ્ચંદ્રનો ધર્મ શીખી મારા જીવનનું કલ્યાણ કરીશ."

નીરૂપમાના આ શબ્દો સાંભળતાજ અને હવે નીરૂપમા તેના પાસમાંથી કોઇ રીતે છટકી શકશે નહી તેમ જણાતાં માલુડોશી નીરૂપમાં પ્રત્યે બોલી "બેન! આ દુનિયામાં તે સ્ત્રીઓનું કાંઇ જીવન છે.? અને તેમાં જો તે વિધવા થઇ એટલે તો જોઇ લ્યો? સાસુ નણંદનો પારાવાર ત્રાસ કેમ જાણે તે તેમની દુશ્મનજ ન હોય ને બીચારી જો યુવાન હોય તો પછી જોઇ લ્યો? તેની પાછળ અનેક તેના રૂપનો ઉપભોગ કરનારા ભમરા ભમ્યા કરે છે અને આવી રીતે પાછળ ભમતા ભમરાના રૂપમાં જો કદાચ ફસાઇ તો તો પછી બીચારાનો જોઇ લ્યો ભોગ! સગાંઓ તરછોડે ન્નાતી તરછોડે, અને રૂપ સૌંદર્યનું પાન કરી લીધા પછી પાછળ ભમનારો ભમરો પણ તરછોડીને તેનો ત્યાગ કરે છે, ત્યારે આ બીચારીની કેવી સ્થીતી થતી હશે?

"બ્હેન! આવી કોઇ પણ જાતની વિપત્તીમાં તારે આવવું ન પડે. બાપદાદાના કે સસરાના કુળને કલંક લાગવાનો કદિ સંભવ ન રહે તેથીજ હું પહેલેથીજ તારૂં ચીત્ત દેવ દર્શનના ધર્મ કર્મમાંજ ચોડી દેવા ઇચ્છું છું અને તેથીજ તને દેવમંદીરે લઇ જાઉં છું જો આમાં હું કાંઇ ખોટું કરૂં છું તેમ તને જણાતું હોય તો તું વીચાર કરીને મને જણાવ જો તને હું ખોટું કરૂં છું તેમ

જણાશે તો તને દેવમંદીરમાં આવવાનો આગ્રહ નહીં કરૂં. બોલ તારી શું ઇચ્છા છે ?" આમ કહી માલુ ડોશી નીરૂપમા શું કહે છે તે સાંભળવાને ઉત્સુક બની ગઇ.

માલુ ડોશીના ઉપલા શબ્દો સાંભળતાંજ નીરૂપમાના હૃદયમાં માલુ ડોશી પ્રત્યે જે માન—જે લાગણી હતી તે અધિક થઇ તે માલુ ડોશીને એક ભદ્ર સ્ત્રી સમજવા લાગી અને હવે તો કોઇપણ રીતે માલુ ડોશીની સાથે દેવ મંદીરે જવુંજ તેવો દ્ઢ નિશ્ચય કરી તે માલુ ડોશી પ્રત્યે બોલી.

"માજી! તમારા ઉપરના ખુલાસાથી મારા હૃદયમાં રહેલી બધી શંકાઓનો નાશ થયો છે. તમારા જેવાની સાથે દેવમંદીરે જઇ મારૂં જીવન ભક્તિમય ગુજારવાનો મેં નિશ્ચય કર્યો છે."

"બ્હેન! હજુ હું તને સંપુર્ણ વિચાર કરીનેજ પગલું ભરવાની શીખામણ આપું છું કારણ કે જે પગલું ભરવું તે એવા વિચારથી ભરવું કે જેથી તેમાં પાછા હઠવાનો કે તે પગલું ભરવા માટે પશ્ચા- તાપ કરવાનો સમયજ ન આવે જગતમાં તો એવા કેટલાએ પડયા છે કે જે હજુ પણ તને મારા વીશે ખરાબ વાતો કહેશે."

"હું કોઇની વાત સાંભળવાનીજ નથી. મેં તમારી સાથે આવ- વાનો નિશ્ચય કર્યો છે" આમ કહી તે માલુ ડોશીની સાથે દેવમંદીર તરફ જવાને તૈયાર થઇ.

આજે માલુ ડોશીનો હર્ષ માતો નથી, નીરૂપમા જેવી અનુપમ લાવણ્યવતી બાળાને તેની જાળમાં ફસાવવામાં તે અંતે ફાવી છે.

તેજ તેના આત્માને સુખ આપવાને બસ છે. નીરૂપમાની મારફ્તે તેને કેટલું બધું ધન મળશે તે વિચારોએ તેને દિવાની બનાવી દીધી અને આનંદના ઉભરામાં ને ઉભરામાં નીરૂપમાને લઈને તે દેવમંદીર તરફ જવા લાગી.

બિચારી નિર્દોષ નીરૂપમા માલુડોશીના ષડયંત્રથી અજાણુ હોવાથી પોતે માલુડોશીની યંત્રણામાં "ફસાઇ" છે તે જાણુતી ન હતી તેથી નીર્દોષ નીરૂપમા આનંદીત ચીતે દેવમંદીર તરફ ચાલી જતી હતી.

# પ્રકરણ ૨૧ મું.

## સરલા.

શંભુપ્રસાદના ઘરે માતા પિતાના મરણથી બાલ્યાવસ્થાથીજ ઉછળેલી સરલા શુંભુપ્રસાદની જોહુકમી અને આપખુદ સત્તાના વાતાવરણથી ત્રાસી ગઇ હતી અને કયારે શંભુપ્રસાદના ઘરના કલુષીત વાતાવરણમાંથી તેનો ઉધ્ધાર થાય તેની રાહ જોતી બેઠી.

શંભુપ્રસાદના માસીના દીકરાની પુત્રિ સરલા અત્યારે ચોદ પંદર વસંતના વાયરા વીતાવી ચુકી હતી. હજુ તેને સંસારનો પવન લાગ્યો નહતો પરંતુ આજુબાજુ સગા વ્હાલાઓના સંસારીક ઝગડાઓ જોઇ તેનું સુકોમળ હૃદય બળી રહ્યું હતું. છ ગુજરાતી, થોડુંક સંસ્કૃત ભણવા ઉપરાંત થોડું ઘણું અંગ્રેજી પણ જાણતી હતી. જન્મભુમિ માટે પ્રાણાર્પણ કરનાર પતિદેવને હસ્તે મ્હોંએ જનનીના રક્ષણાર્થે રણક્ષેત્રમાં મોકલવાના તેને કોડ હતા. સમગ્ર મનુષ્યોને અસાર જણાતાં સંસારમાં સ્વર્ગ ઉતારી સાચી ગૃહલક્ષ્મી બનવાની તેને અભીલાષ હતી, પરંતુ સમાજના ખોટા દંભ અને અજ્ઞાન તરફ નજર નાખી, જુની પ્રણાલીકાઓ પરજ મન્તુ મારી આંખ મીંચીને ચાલ્યા જતા સમાજમાં "સમાજનો સડો" વધ્યેજ જતો જોઇ તેના આત્માને દુઃખ થતું હતું. તેની આશાના અંકુરો નિરાશામાં ફેરવાઇ જતા હતા. પડોશની સુશિક્ષીત બાઇને પતિ પર રૂવાબ ચલાવતી જોઇને તેના સગાને તેની અભણ સ્રીને પુષ્પાંજલીથી નવાજતો જોઇ બળી રહી હતી. તેને તો આ સર્વથી પર થવાની અભીલાષા—તાલાવેલી થતી હતી.

સરલા બાલ્યાવસ્થાથીજ કોઇ વિચિત્ર પ્રકૃતિની હતી. તેના કાકાની દીકરી ચંપા જેવી બાળાના કપાળે વૈધવ્યની છાપ લાગ્યા પછી તો તેના વિચારો એકાએક તદ્દન બદલાઇ ગયા હતા. તેને રામાયણ અને મહાભારત પર વિશેષ પ્રેમ હતો અને તેના સતત વાંચનથી તેણે તેમાંથી તેવા આદર્શો ઘડી કાઢયા હતા.

ઘડીકમાં ગાર્ગી જેવી બ્રહ્મચારીણી થવાની તેના મગજમાં ધુન ભરાતી હતી ત્યારે ઘડીકમાં તે સતિ સીતા જેવા આદર્શો પોશવાના સ્વપ્નો સેવતી ભગવાન રામચંદ્ર જેવા એક પત્નિવૃત ધારીણીની અર્ધાંગના થવાના વિચારો સેવતી હતી.

સરલાને યુવાનીમાં આવેલી જોઇને શંભુપ્રસાદના મનમાં ચટપટી થવા લાગી. હવે આ બલાને તેના પરથી કેમ ઉતારવી તેના વિચારની વેતરણમાં તે પડયો હતો. સરલાને પારકી કરી તેના માથેની જોખમદારી ફેંકી દેવાના તે વિચાર કરી રહ્યો હતો. તેથી તેણે સરલાના હાથના ઉમેદવારને શોધવાનું શરૂ કર્યું હતું.

શંભુપ્રસાદની ચાંપતી તપાસ પછી છેવટે સરલાનો હાથ ઝાલનાર તેને જડી આવ્યો. લગ્નની તૈયારી ઝપાટાબંધ થવા લાગી. સઘળે આનંદનું વાતાવરણ પ્રસરી ગયું હતું ફક્ત સરલાનું હૈયું ફડ ફડ થઇ રહ્યું હતું. લક્ષ્મીના હૃદયમાં ભડભડાટ જવાળામૂખી સળગી રહ્યો હતો. શંભુપ્રસાદના ઘરના આંગણે

"મોર જાજે ઉગમણો દેશ,
મોર જાજે આથમણે દેશ
વળતો જાજેરે વેવાયુના મોલમાંરે"

આમ આનંદજનક ગીતો ગવાઇ રહ્યા હતા. ફક્ત સરલા એક-નાજ હૃદયમાં હોળી સળગી રહી હતી. તે વિચાર કરી રહી હતી કે જે સમાજમાં ઇચ્છા પ્રમાણે પતિ—જીવન નૌકાનો નાવિક પસંદ કરવાને સ્વયંવરો રચાતા હોય. જે સમાજમાં અનેક વીરાંગનાઓના હૃદયોને દીગ્વીજય કરી આવેલા વીરનરો ચોરી જતા હતા તેવા સમાજમાં ઢીંગલી ઢીંગલાના લગ્નની પ્રથા શા માટે પ્રચલીત થઇ હશે ?"

આવી રીતે ભડભડાટ બળતા હૃદયે સમાજના પાપ પર અશ્રુ-પાત કરતી સરલા બેઠી હતી ત્યાં શંભુપ્રસાદ પટેલ આવી પહોંચ્યો અને સરલાને રડતી જોઇને બોલ્યો "સરલા ! આવા માંગલીક અવ-સરે કેમ રડે છે ?"

"માંગલીક અવસર તમારા બધાને માટે છે. મારે માટે નહીં ! મારા હૃદયમાં તો ભડભડાટ જવાળામુખી સળગી રહ્યો છે. તમોએ મારી ઇચ્છા જાણ્યા વિના કરેલ સગાઇ મને માન્ય નથી. હું તે ઢીંગલા સાથે પરણુવાને તૈયાર નથી."

"શા માટે બ્હેન ? છોકરો, જુવાન, કુલ્લીન ને ચંચળ છે. શરીરે નીરોગીને સુદ્રઢ છે પછી તને શું વાંધો છે ?"

"પરંતુ જે બીના માન્ય કરવાને મારો આત્મા ના પાડતો હોય. મારો હાથ ઝાલનાર કેવો છે. તેનો સ્વભાવ કેવો છે તે વિશે હું કાંઇપણ જાણુતી નથી. જેને મેં એક પણ વખત મારી આંખે જોયો નથી તેવા નવજુવાન સાથે જીવનભર રહેવાની હું કેવી રીતે સંમતિ આપી શકું ? તમે મને તમારી પુત્રિ તરીકે ઉછેરી છે. તમે

મારા વડીલ છો તે સઘળું મને માન્ય છે પરંતુ હું પ્રાણાન્તે પણ તમે શોધી કાઢેલા છોકરાની સાથે લગ્ન કરવાને સંમત થનાર નથી.

સરલાના આ શબ્દો સાંભળનાર હજારો જ્ઞાતિજનોને પોતાની આપખુદીમાં દબાવી રહેલ શંભુપ્રસાદ એકાએક ચોંકી ઉઠયો. સરલાને આમ બોલતી જોઇ તેને ઠપકો આપતો તે બોલ્યો "સરલા તારા જેવી ડાહી પુત્રિને આ શબ્દો યોગ્ય છે ? શું તું મારી કુલીનતામાં કલંક લગાડવા ઇચ્છે છે ?"

"હું કોઇ કાળે તમારા કુલીનતાના ચક્રરમાં બલીરૂપે હોમાવા ઇચ્છતી નથી."

સરલાના આ છેલ્લા શબ્દો સાંભળતાંજ શંભુપ્રસાદ પટેલની સ્ત્રી બોલી ઉઠી "સરલા આવા ગાડાંવેડા શા ? તારા પાલક પ્રત્યે આમ ફાટે ડાચે બોલતાં શરમ નથી આવતી ? શું અમે તારા દુશ્મન છીએ કે અહીત કરતાં હશું ? હાય ! હાય ! વોય મારે ! હળાહળ કળીયુગ આવ્યો છે નહીંતર દીકરીઓથી તે તેના લગ્ન વિશે કાંઇ બોલાતું હશે ?"

પોતાના પાલક માતા પિતાને ગુસ્સે થયેલા જોઇ સરલા કાંઇ જવાબ ન આપવાનો નીશ્ચય કરીને ચુપ રહી પરંતુ અંદરથી તેના આત્મા પર દબાણુ હોવાથી તેની કાળી ભમર જેવી આંખોમાંથી તેના ગુલાબી ગાલ પર અશ્રુબીંદુઓ સરી પડયા અને હતાશ બની ત્યાંથી ચાલ્યા જવાને ઉભી થઇ.

"સરલા ! તને કેળવણી આપી તેનું આ ફળ ? શું આજ તારી સુલભતા ?"

"મારી આંખમાંથી અશ્ર નીકળતાં જોઇ જો ખરેખર તમોને દુઃખજ થતું હોય તો મને આ જીવન દુઃખી કરવા મારા હૃદયમાં ચોવીસે કલાક અગ્નિને પ્રજવળીત કરવા અને એક ન જોયેલા ઢીંગલા સાથે મને પરણાવી દેવા શા માટે પ્રયત્ન કરો છો?"

"સરલા હજુ પણ તારે તારી ગાંડાઇ નથી છોડવી? દીકરીની જાતને આમ બડબડ કરવું તે યોગ્ય છે?"

આમ કહીને તે શંભુપ્રસાદ પટેલ પ્રત્યે બોલી "બચ્ચાના બોલવા તરફ શું જોઇ રહ્યા છો? એને શું કંઇ દુનીયાનું ભાન છે? એ તો નાદાન બચ્ચું છે. અને શું આવો સારો કુલીન મુરતીયો બધાયને મળે છે? કાલે સવારે સરલા સમજી જશે. તમે લગ્ન નક્કી કરોને?"

શંભુપ્રસાદ પટેલ પણ તેની સ્ત્રીની વાતમાં ડહાપણ છે તેમ સમજીને લગ્નની તઇયારી કરવાને સરલા અને તેની સ્ત્રીને ત્યાંજ મુકીને ચાલ્યો ગયો.

# પ્રકરણ ૨૨ મું
## નીરૂપમા ને મહારાજ

માલુ ડોશી કહે છે કે હું વિધવા છું તે ખરું પરંતુ મારા લગ્ન કયારે થયા ? મારી બાલ્યાવસ્થામાં મારા લગ્ન કરવાનો મારા માતાપિતાને શું હક હતો ? આ સમાજ પણ કેવો છે ? આઠ વર્ષની નાદાન બાળા પર વૈધવ્યના સખ્ત બંધનો નાખી તે બિચારીને સમાજના બંધનમાં જકડી લે છે ત્યારે બુઢ્ઢા બબુઓને તેમની વિષય લાલસા પોશવાને કુમળી કળીઓને તેમની વાસના રૂપી યજ્ઞમાં બળીરૂપે હોમવાને–છુંદી નાખવાના પરવાના આપી રહ્યો છે. આ કયાંનો ન્યાય ? ઓ પ્રભૂ ! આ સીતમગાર સમાજમાંથી "સમાજનો સડો" દુર કરી મારા જેવી નિર્દોષ બાળા જે વૈધવ્ય શું વસ્તુ છે તે પણ જાણુતી નથી તેનો ઉદ્ધાર નહીં કરે ? શું અમારા પર આવા અત્યાચારો કરી પુરૂષ સમાજ તેની ઉન્નતિ સાધી શકશે ?"

જો સમાજની ઉન્નતિ કરવી હોય તો મારા જેવી બાળ વિધવાઓ જેમાંની ઘણી ખરી સંયમ નહીં પાળી શકવાથી વેશ્યા કરતાં પણ હલકું જીવન ગાળી રહી છે. તેઓનો ઉદ્ધાર કરવાને સમાજ શું કમર નહીં કસે ?

નહીં, નહીં પુરૂષો તરફનો સ્વભાવિક પક્ષપાતજ પુરૂષ સમાજને સ્ત્રીઓનો પક્ષ નહીં લેવા દે. તે તો હંમેશા સ્ત્રીઓને દબાવવાનોજ વિચાર કરશે. કોણુ કહે છે કે હું વિધવા છું ? હું વિધવા નથીજ. હું તો કુમારીકાજ છું. મને મારા મન ગમતા કોઇ પણ

પુરૂષને પસંદ કરવાનો હક્ક છે.” આમ વિચાર કરતી કરતી નીરૂપમાં માલુ ડોશીના આગમનની રાહ જોવા લાગી.

વાંચક ! માલુ ડોશીની સાથે દેવમંદીરે જતાં સમાજના અત્યાચારની ભઠ્ઠીમાં પીસાવી નીરૂપમા આજે અબળા મટીને પ્રબળા બની હતી. તેણે આજે ખરેખર નાગણનું સ્વરૂપ ધર્યું હતું. તેના કાતીલ ઝેરનો ડંસ હિન્દુસમાજને ફના કરવાને માટે તે આજે તૈયાર બની ગઇ હતી.

તરતજ યુવક મંડળના મંત્રી પ્રમોદની મૂર્તિ તેની નજર સમક્ષ તરવરવા લાગી. પ્રમોદની મૂર્તિને તેની સમક્ષ આવેલી જોનાં બોલી “ આવો, આવો, મારા હૃદયના આરાધ્ય દેવ ! આવો. આ દાસીના હૃદય સીહાસને બીરાજો. કેવી મન–મોહક મૂર્તિ છે ? રતિના કામદેવને પણ લજાવે તેવું મુખડું શું આ બધું મારા જેવી નવયૌવના બાળાના ચિત્તને ચળાવવાને પુરતું નથી ? પરંતુ તે મને ક્યાંથી મળે ? હું કોણ ? એક કંગાળ વિધવા અને તે એક શ્રીમંતનો પુત્ર ! મારો અને તેનો મેળાપ શું સંભવીત છે ?”

આમ વિચાર કરતાં કરતાં તે બેઠી હતી તેવામાં કાંઇક વિચાર આવતાં તે બોલવા લાગી “ બસ, બસ, હવે બેડો પાર. દેવમંદીરનો મહારાજ મારા સૌંદર્યમાં દિવાનો બન્યો છે. માલુ ડોશી પણ તેના વર્તન પરથી તેની સાગ્રીત હોય તેમ જણાય છે. હવે મારે શું કરવું ?”

આમ વિચાર કરતી માલુડોશીના આવવાની રાહ જોતી નીરૂપમા બેઠી હતી તેવામાં માલુડોશી આવી પહોંચતાંજ તે ખડખડાટ હસી પડી. નીરૂપમાના હસવાથી માલુડોશીને કાંઇક આનંદ થયોને સમજી

કે હવે નીરૂપમાને ફસાવવી તે તેના માટે મુશ્કેલ નથી તેથી હરખાતા હૈયે માલુડોશી નીરૂપમાને લઇને દેવમંદીર તરફ જવા લાગી.

દેવમંદીરે પહોંચતાંજ સર્વ મંડળને રાસમાં તલ્લીન બની ગયેલું જોઇને તથા આનંદ ભર્યા અમે આવીઆ, મારે વ્હાલે રમાડયા રાસ રે" વાળો રાસ ગવાતો જોઇને માલુડોશી ત્યાં આવી પહોંચતાંજ નીરૂપમા પ્રત્યે બોલી.

"નીરૂપમા! ધન્ય ભાગ્ય ધન્ય ઘડી કે આજે આવો હરિ રસનો લ્હાવો લેવાનો સમય મળ્યો છે. ચાલ આ જીવન એતો અપરંપાર સ્વપ્ના જેવું છે. પળમાં ઉડી જશે. જે લ્હાવો લીધો તે ખરો."

"પણ માલુબાઇ! આમ કેમ? આ ભાયડાઓ પણ બાઇ માણસો સાથે આમ કેમ કુદી રહ્યા છે? આ સારૂં કહેવાય કે? શું આટલા માટેજ મારા પિતાશ્રીએ દેવમંદીરમાં જવાની મના કરી હશે?"

"ઘેલીરે ઘેલી! બેટા! તું નાદાન બાળક છે હરિ ભકિતમાં તું શું સમજે? રાજા હરચંદનો ધર્મ કાંઇ સમજવો સહેલો છે? પી બેટા! જેટલો પીવાય તેટલો હરિરસ પીને તારા દેહને કલ્યાણ કર."

નીરૂપમાના હૃદયમાં તો એકજ લગની લાગી હતી. તેને તો કોઇપણ રીતે પ્રમોદને મેળવવો હતો. તેથી માલુડોશીની સાથે બગાડવામાં માલ નથી તેમ સમજી માલુડોશીના આગ્રહને વશ બની ટોળામાં ફરવા લાગી.

નીરૂપમાના મદભર નયન બાણથી મહારાજનું હૃદય ઘવાઇ ગયું હતું તેથી હરકોઇ ઉપાયે નીરૂપમાના દેહનો ઉપભોગ કરવા ઇચ્છતા

હતા અને તે ઇચ્છાને પાર પાડવા માટે તેણે માલુડોશીને સુચના પણ આપી દીધી હતી. આથી નીરૂપમા જ્યારે રાસ લેવામાં સામેલ થઇ ત્યારે જે બાઇ મહારાજનો હાથ ઝાલી હરિ રસનું પાન કરતી હતી તેના હાથ છોડી દેવમંદીરના મહારાજ નીરૂપમાની નજીક આવી પહોંચ્યા ને ફરતાં ફરતાં નીરૂપમાના અંગ સાથે અંગ ભટકાવી સ્પર્શ સુખના આનંદ લેવા લાગ્યા.

રાસપૂર્ણ થતાંજ સર્વ પ્રસાદી લઇને ચાલ્યા ગયા. મહારાજ પણ માલુડોશીને કાંઇક સંકેત કરીને ચાલ્યા ગયા. મહારાજના જવા જવા પછી માલુડોશી પણ નીરૂપમાને લઇને જવા લાગી પરંતુ આજે હરરોજના માર્ગે નહીં જતાં બીજે માર્ગે જતી જોઇને નીરૂપમા બોલી" આમ કયાં જાવ છો ?"

"આ ધામધખી ગયા છે ને આપણા બંન્નેમાંથી એકના પણ પગમાં પગરખું નથી તેથી આ ટુંકે રસ્તે ચાલ્યા જઇશું" આમ કહી તે મંદીરની પછવાડેના વાડા પાસે આવી પહોંચતાંજ માલુડોશી બોલી ઉઠી. "નીરૂપમા ! મારી માળા કયાં છે ? હું લેતી આવું છું" આમ કહી માલુડોશી ત્યાંથી પોબારા ગણી ગઇ.

માલુડોશીના આગમનની રાહ જોતી નિરૂપમા ઉભી હતી ત્યાં એકાએક પાછળથી ધીમે પગલે આવીને કોઇએ નિરૂપમાના ખંભા પર હાથ મુકી કહ્યું "નિરૂપમા! તું કેવી સુંદર છે!" આમ કહીને તેનો હાથ હાથમાં લીધા.

નિરૂપમા તો આ બધું પુતળાની માફક જોઇજ રહી. આથી વધુ સાહસ કરીને તે આવનાર વ્યકિતએ નિરૂપમાને તેના બાહુપાશમાં જકડવાને તેના હાથ પહોળા કર્યા તેવામાં એકાએક વિચાર નિંદ્રામાંથી જાગ્રત થતજ નિરૂપમાએ દેવમંદીરના મહારાજને ઉભેલા

જોયો તેનો હાથ તેના હાથમાંથી તરછોડી લેતા તે મહારાજ પ્રત્યે બોલ્યા "અહીઆ કેમ આવ્યા છો?"

"હરિરસનું પાન કરવા અને કરાવવા"

"હરિરસનું પાન અહીંઆ હોય કે દેવમંદીરમાં" મહારાજના પ્રશ્નને નહીં સમજવાથી નિરૂપમા બોલી.

"તું નાદાનબાળા એમાં શું સમજે? આવ, મારા બાહુપાશમાં જકડાઇ જા તને હમણાંજ હું આત્માનંદનો અનુભવ કરાવું છું" આમ કહી તેણે નીરૂપમાને તેની તરફ ખેંચી.

"પણ મહારાજ! આજ તમારો હરિરસ અને આત્માનંદનો અનુભવ કે? આજ તમારો રાજા હરિશ્ચંદ્ર ને તારામતીનો ધર્મ કે? મહારાજ! શાને માટે ધર્મને તમારા આવા કાર્ય સાથે સંડોવો છો?"

"નિરૂપમા! સમાજ તને વિધવા કહી તેની ભટ્ટીમાં બાળી દેવા ઇચ્છે છે હું તને વિકસાવવા ઇચ્છું છું. આવ મારા બળતા હૃદયને શાન્તિ આપ" આમ કહી નિરૂપમાને તેના બાહુપાશમાં જકડીને મહારાજે તેના કપોલપ્રદેશ પર ચુંબન લીધું.

નિરૂપમા આ અચાનક હુમલાથી ગભરાઇ ગઇ તેથી એકાએક તેણે બુમ પાડી "ઓ નરરાક્ષસ! ધર્મના નામે ઢોંગ-પ્રપંચ ફેલાવી સૌંદર્યને વાસનાના ગુલામ તું મને કલંકીત કરવા ઇચ્છે છે? પાપી-" હજુ તે આગળ બોલવા જાય છે તેવામાં દેવમંદીરના મહારાજે તેને ફરીથી બાહુપાશમાં જકડી.

નિરૂપમા એકાએક અબળામાંથી પ્રબળા બની ગઈ અને દેવ-મંદીરના મહારાજને ગુસ્સાથી લાત મારી. નિરૂપમાની લાત પડતાંજ સમતોલપણું જાળવી નહી શકવાથી દેવમંદીરના મહારાજનું માથું થાંભલા સાથે ભટકાયું માથામાંથી લોહી વહેવા લાગતાંજ મહારાજ બેશુદ્ધ બનીને પડી ગયો અબળામાંથી પ્રબળા બનેલી નિરૂપમા મહારાજની આ દશાપર અટ્ટહાસ્ય કરી ત્યાંથી ચાલી ગઇ.



સમાજનો સડો—નીરૂપમાના રૂપ સૌંદર્યમાં લુબ્ધ બનેલા મહારાજે જેવો તેનો હાથ પકડયો કે તરતજ તેને ધક્કો મારી હરીણીની માફક થરથર ધ્રુજતી ઉભી રહી.

# પ્રકરણ ૨૩ મું

## બ્રહ્મજ્ઞાનનો ભેદ

દર્શનાર્થે આવેલા સુધાકરના કાને કોઇના પડવાનો અવાજ આવતાંજ તે દેવમંદીરના મહારાજ જ્યાં લોહીલુહાણ સ્થીતિમાં પડયા હતા ત્યાં આવી પહોંચતાંજ ને નિરૂપમા પ્રત્યે બોલ્યો "આશું ? તમે થરથર ધ્રુજો છો શા માટે ? ને મહારાજની આ સ્થીતિ ?'

આમ કહી અંધશ્રદ્ધાળુ સુધાકર મહારાજની નજીક ગયો અને તેમનો હાથ ઝાલીને બેઠા કર્યા. થોડા સમયમાં મહારાજ શુદ્ધિમાં આવ્યા પછી સુધાકર મહારાજ પ્રત્યે બોલ્યો ' મહારાજ આશું ?"

"સુધાકર ! હું નિરૂપમાને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપતો હતો પરંતુ ન્હાની વયે કોઇપણ બ્રહ્મજ્ઞાન પચાવી શકયું છે ? નિરૂપમા બ્રહ્મરસમાં તલ્લીન થઇ શકી નહીં અને તે કારણને લીધે કદાચ તેનાથી ચીસ પડાઇ ગઇ હોય તો બનવા યોગ્ય છે પરંતુ જ્યારે તે બ્રહ્મરસમાં તલ્લીન થઇ જશે ત્યારે તેને અધિક આનંદ આવશે. સુધાકર તું અહીંઆ કેમ આવ્યો " મૂળ વાતને છુપાવી સુધાકરને દમ ભરાવતા મહારાજ બોલ્યા.

સુધાકરને મહારાજ ઉંઠા ભણાવે છે તે જોઇને નિરૂપમા બોલી "તમે મહારાજના કહેવા પર જરાપણ લક્ષ આપશો નહીં. તેઓ જ્યારે મારા અંગને સ્પર્શ કરવાને ધસ્યા ત્યારેજ મેં બુમ મારી હતી. આને શું બ્રહ્મજ્ઞાન કહેવાતું હશે ? "

"નિરૂપમા ! તારા કરતાં મેં વધુ દીવાળી જોઇ છે. બ્રહ્મજ્ઞાનમાં તું શું સમજે ? દેવમંદીરના મહારાજ તને ખરેખર બ્રહ્મજ્ઞાન આપતા

હતા. તેઓની ઈચ્છા તને બ્રહ્મરસમાં તલ્લીન કરવાની હતી ત્યાં તો ?" માલુડોશી બોલી.

"એટલે ?" સુધાકર બોલ્યો

"બુમ બરાડા માર્યા બીજું શું ?"

"પરપુરૂષનો કોઈ સ્ત્રીના અંગને હાથ અડે એ શું પાપ નથી?" નિરૂપમા બોલી.

"પણ મહારાજ પરપુરૂષ છેજ ક્યાં ? દેવમંદીરના મહારાજ તે પરપુરૂષ કહેવાય કે ?"

સુધાકર અને નિરૂપમા આ અગમનીગમનો—બ્રહ્મજ્ઞાનનો ભેદ નહીં સમજી શકતાં પત્થરના પુતળાની જેમ અવાકજ રહ્યા.

"દેવમંદીરના મહારાજ તો બ્રહ્મજ્ઞાની છે. તેમને તો આ બધી દુનીયા સમાન છે. તેમના મનમાં કોઈ પણ પારકું છેજ નહીં. તેઓ તો સર્વને પોતાનાજ સમજે છે. આવી રીતિએ વર્તનારજ બ્રહ્મજ્ઞાની કહેવાય છે" માલડોશીએ બ્રહ્મજ્ઞાનીનું વિવેચન કર્યું.

"શું તમો કહો છો તે આ બધું સત્ય છે? કોઈપણ ધર્મમાં આવું કદાપિ હોયજ નહીં. શું ધર્મમાં આવો જુલ્મ હોય ? જે ધર્મમાં આવું હોય તે ધર્મના નામને લાયક ગણાય કે ?" સુધાકરે પુછ્યું.

સુધાકર ! બાપના પૈસા પર તાગડધિન્ના કરનારા નવયુવાન ! બ્રહ્મજ્ઞાનમાં તું શું જાણે? વારાંગનાઓના નાચ મુજરા અને મોજ· [illegible] જાણું [illegible] છે કે તું "બ્રહ્મજ્ઞાનનો ભેદ" પારખી શકે ? સુધાકર મારા અક્ષરે અક્ષરને માન્ય કરી લે.

આનું નામ તેજ "બ્રહ્મજ્ઞાનનો ભેદ" છે. મારી આજ્ઞાને માન્ય કરી અહીંયાથી તું સત્વરે ચાલ્યો જા. શેર સટ્ટા અને વારાંગનામાં પૈસા ઉડાડવા માટે તને પૈસા ધીરનારની સામેજ થયો કે ? ચાલ રસ્તે પડ. બ્રહ્મજ્ઞાનની સાથે તને શું નીસ્બત છે? બ્રહ્મજ્ઞાન તો આ અસાર સંસારમાં જેનું કોઇ નથી, જેનો પતિ તેને તેની યુવાવસ્થામાં ત્યજીને ચાલ્યો ગયો છે તેવી વિધવાઓ માટે છે. હવે સમજ્યોને ? શું તારે બ્રહ્મજ્ઞાની બનીને સંસાર ત્યજી દેવો છે ?"

દેવમંદીરના મહારાજનો આ દંભપૂર્ણ ઉપદેશ સાંભળી નિરૂપમાને તેના ભાગ્યને ભરૂંસે મુકીને સુધાકર ત્યાંથી એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યા વિના ચાલ્યો ગયો.

સુધાકરના જવા પછી માલુડોશી નિરૂપમા પ્રત્યે બોલી "નિરૂપમા ! મહારાજ પોતેજ તને બ્રહ્મજ્ઞાનનો મંત્ર ભણાવે તે તો તારૂં અહોભાગ્ય કહેવાય. તેનાથી બીજું રૂડું શું જોઇએ ? બ્રહ્મજ્ઞાન પામ્યા પછી સત્વરે તું નિર્વાણપદને પામી શકીશ. ગાંડી ! એમાં તે ગભરાઇ શું ગઇ ? હરિ રસમાં લીન થવું તે તો આપણો વિધવાઓનો ધર્મ છે. અને મહારાજના હાથે તેવું તને પાન થાય તે તો તારા અહો ભાગ્યજ ગણાય ?"

માલુ ડોશીના શબ્દો સાંભળી નિરૂપમા શાન્ત ઉભી રહી નિરૂપમાને શાન્ત જોઇ માલુ ડોશી નિરૂપમાને ફસાવતાં વખત નહીં લાગે તેમ સમજી જતાં આનંદીત ચિત્તે નિરૂપમા પ્રત્યે બોલી.

"હવે ડાહીને થઇને બ્રહ્મજ્ઞાનનો સ્વીકાર કરજે. વાહરે—અહો ભાગ્ય તારા કે મહારાજના હાથે મુક્તિ મળે" આમ કહી નિરૂપમાને ત્યાંજ રહેવા દઇને માલુ ડોશી ત્યાંથી ચાલી ગઇ.

નિર્વાણ-બ્રહ્મજ્ઞાન આ શબ્દોમાં નિરૂપમાને કાંઇ પણ સમજ પડી નહીં. માલુ ડોશી જે કહી રહી છે તે શું આ અસાર સંસારને તરી જવાનો માર્ગ હશે ? જો તે ખરૂં જ હોય તો મહારાજને મ્હારા અંગની સાથે વધુ પડતી છુટ લેવાનું શું કારણ ?

આવી રીતે નિરૂપમા વિચારમાં મગ્ન હતી. તેવામાં નિરૂપમાના સૌંદર્યમાં પતંગીઆની માફક જવાળામાં બાળીને ભસ્મીભૂત થવાને તલ પાપડ થઇ રહેલ વિષયલંપટ મહારાજ પાછો છેક નિરૂપમાની પાસે જઇ પહોંચ્યો ને તેનો કાળો કેશકલાપ તેના હાથમાં લઇને નિરૂપમા પ્રત્યે બોલ્યો.

'નિરૂપમા ! આ યોવન પૂર્ણ ખીલતી કળી સમાન તારો આ દેહ, આ સૌંદર્યની મૂર્તિ જેવું તારૂં વદન મંડળ ! કાળી કાળીને જોનારના દિલમાં પ્રથમ દર્શનેજ કામણ ઉપજાવે તેવી કીકીઓ શું ભસ્મી ભૂત થવાને લાયક છે ? શું તારૂં યોવન આમ અણુવીકસ્યુંજ કરમાઇ જાય તેમ તું ઇચ્છે છે ?"

મહારાજના આ લવારામાં કાંઇ સમજી નહીં શકવાથી નિરૂપમા મૌન હતી તેવામાં છેક તેની નજીક આવીને મહારાજ બોલ્યા "નહીં નિરૂપમા ! તારી આ સૌંદર્ય સ્વરૂપ દેહ લત્તાને હું આમ અકાળે કરમાઇ જવા દેવા જરાપણ ઇચ્છતો નથી. હું તને બ્રહ્મજ્ઞાનનું પાન કરાવી આગમનંાગમના ભેદો સમજાવી. તારી આ કાયાને સુવર્ણ-મય બનાવી આનંદરસમાં તરબોળ કરવા ઇચ્છુ છું. બોલ તું મારા આ વિચારમાં સંમત છે કે નહીં ?"

અનેક વિપાત્તઓમાં આવી પડેલી અનેક દુઃખના ડુંગરો નીચે કચડાયેલી નિરૂપમાની શુધ્ધી ઠેકાણે ન હતી. તેનું ભાન ભુલી ગઇ

હતી. તેથી કોઇ પણ રીતે આમાંથી બચવાના ઉપાય માટે તેણે જણાવ્યું "જો આ અસાર સંસારમાં આ દેહનું સાર્થક કરી શકાતું હોય તો હું તે પ્રમાણે કરવાને તૈયાર છું."

નિરૂપમાના આ શબ્દો સાંભળતાંજ મહારાજના અંતરમાં આનંદ આનંદ થઇ ગયો. તેમની છાતી ગજ ગજ ઉછરવા લાગી ગમે તેવા ઉપાયો કર્યા પછી પણ જેને પોતાની જાળમાં ફસાવવા ઇચ્છતો હતો—જેના રૂપ સૌંદર્યનો ઉપભોગ કરવા ઇચ્છતો હતો તે તેને મળશેજ તેવું જણાતાંજ તે આનંદમાં આવી ગયો ને પાસે ઉભેલી નિરૂપમાને તેના બાહુપાશમાં જકડીને રકત પ્રવાળ સમા તેના ઓષ્ઠાધરનું પાન કર્યું.

આમ એકાએક મહારાજની વૃત્તિમાં અજબ પરિવર્તન જોઇને નિરૂપમા આશ્ચર્યચકિત બની ગઇ "શું આનેજ બ્રહ્મરસમાં લીન થવાનું આ લોકો કહેતા હશે?" આમ એકાએક નિરૂપમાથી બોલાઇ ગયું. જેને તે ચાહતી નથી. જે ધર્માચાર્ય તરીકે હજારો વહુ દીકરીઓના સંસર્ગમાં આવે છે તેની આવી વર્તણુક નિરૂપમાને અસહ્ય જણાઇ તેથી તે મહારાજ પ્રત્યે બોલી.

"આ શું? તમારા માટે આવું વર્તન યોગ્ય છે? આજ તમારો જો "**બ્રહ્મજ્ઞાનનો ભેદ**" અને અગમનીગમના ભેદ હોય તો મારે તેવા ભેદનો પાર નથી પામવો."

"અરે ગાંડી! અમે બ્રહ્મજ્ઞાનીઓ તો સર્વમાં પોતાનેજ જોઇએ છીએ. કોઇમાં ભિન્નત્વ તો જોતાજ નથી. તારો અને મારો આત્મા સમાન છે તો પછી બન્ને મળીને આનંદનો ઉપભોગ કરે તેમાં નુકશાન શું છે?"

"મારા અંગનો સ્પર્શ કર્યા વિના તમો મને આત્મજ્ઞાન આપી શકો તેમ નથી ?"

"તત્વજ્ઞાનીઓ, બ્રહ્મજ્ઞાનીઓ અહંભાવના સૂત્રથીજ જુએ છે. જગતના સર્વ માનવીઓને પોતાના સ્વરૂપજ જુએ છે. બીજાનું કે જુદાઇને જ્યાં અંશ ભર પણ સ્થાન નથી તેનુંજ નામ બ્રહ્મજ્ઞાન. જ્યાં બ્રહ્મજ્ઞાનની ભાવનાજ છે ત્યાં વળી દેહના ભિન્નત્વના ભાવ શા માટે ? આવ, મારો અને તારો દેહ બ્રહ્મજ્ઞાનના આધારે આપણે એક કરીને બ્રહ્મજ્ઞાનના રસનું પાન કરીએ "આમ કહી મહારાજે નિરૂપમાને પાછી તેના બાહુપાશમાં જકડી લીધી.

મહારાજના બાહુપાશમાંથી મહા મહેનતે છુટી થયા પછી નિરૂપમા મહારાજ પ્રત્યે બોલી "બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આમજ અપાતો હશે ?"

"નિરૂપમા ! તું બ્રહ્મજ્ઞાનના નિર્વાણના ભેદનો પાર પામવાને શકિતવાન છે કે નહીં તે કસોટીમાંથી પસાર કરવા માટેજ મારે તારી આમ પરિક્ષા લેવી પડી હતી. માલુ ડોશીના કહેવા પ્રમાણે નિર્વાણનો ભેદ પામવાને યોગ્ય છે. બ્રહ્મજ્ઞાનને પચાવી શકશે પરંતુ નિરૂપમા ! જો તું તારા દેહનુંજ કલ્યાણ કરવા ઇચ્છતી હોય તો તારે મારી આજ્ઞા માન્ય રાખવી પડશે. તું તે સ્વીકારને તૈયાર છે ?"

માલુ ડોશીએ કરેલા મહારાજના અનહદ વખાણ, મહારાજની પરોપકારની વાતોથી તથા હંમેશા કાંઇક નવીનજ જાણવાની આકાંક્ષા ધરાવતા નિરૂપમાને પહેલાં તો જો કે આ કંઇક વિલક્ષણ લાગ્યું છતાયે દૃઢ નિશ્ચય કરીને બોલી.

"તમારી આજ્ઞા મને સર્વ માન્ય છે. સત્વરે "બ્રહ્મજ્ઞાનનો ભેદ" સમજાવો."

નિરૂપમાના આ છેલ્લા શબ્દો સાંભળતાંજ આ માયાની પુતળી હવે તેની જાળમાં બરાબર ફસાઇ છે તેવું જણાતાં મહારાજ આનંદમાં આવી ગયા ને નિરૂપમાને તેના બાહુપાશમાં પકડીને તેના ખીલતી કળી સમાન ગુલાબી ગાલપર ચુંબન કર્યું.

મહારાજની આવી વર્તણુક જો કે નિરૂપમાને પસંદ પડી નહીં પરંતુ બ્રહ્મજ્ઞાન અને નિર્વાણનો ભેદ જાણવાને આતુર થયેલી નિરૂપમા મહારાજની આવી વર્તુણુકને હસી કાઢતાં બોલી "આવીજ રીતે દરેકને બ્રહ્મજ્ઞાન ને નિર્વાણનો ભેદ સમજાવો છો કે ?"

"નિરૂ ! જોને આતો બ્રહ્મજ્ઞાનનો રસ પીવાનું પ્રથમ પગથીયું છે અને નિર્વાણનો ભેદ તો જ્યારે તું નિર્વાણ ચડીશ ત્યારેજ પામી શકાશે."

નિર્દોષ નિરૂપમા મહારાજનાં શબ્દોનો ભાવાર્થ સમજી નહીં શકવાથી મહારાજના બાહુપાશમાં કાંઇક ગડમથલમાં તેમજ પડી રહી મહારાજે તેના આ મૌનમાં સંમતિની નીશાની માની તેથી તેણે તેના કપોળ પ્રદેશ પર ફરીથી ચુંબન લઇને તેની દેહલતાને તેના હૃદય સરસી ચાંપી.

# પ્રકરણ ૨૪ મું

## બંડ! બંડ!!

દિવસો પર દિવસો વ્યતિત થવા લાગ્યા. લક્ષ્મી લગ્નના દિવસોને નજીક આવતા જોઇને વધુ ચિંતાતુર થવા લાગી. તેના હ્રદયમાં જ્વાળામુખી ધુંધવાવા લાગ્યો તેથી તે મનમાં બોલવા લાગી "શું આખરે મારે મારી આકાંક્ષાને ત્યજી દેવી પડશે? શું મારા ઉચ્ચ ભાવો, ગાર્ગીસમાન બ્રહ્મચારિણી રહેવાના વિચારો, સમાજના દંભમાં, મારા પાળક માતા પિતાની દીકરીને પરણાવી કન્યાદાનનું પુન્ય મેળવવાની લાલસામાં છુંદાઇ જશે—કચડાઇ જશે?

નહીં, સ્વપ્નમાં પણ તેમ બનવું અશકય છે. હું તેઓની સાથે કદાપિ સંમત થવા ઇચ્છતી નથી. આજે જ્યાં ભારતના હજારો બાળકો ટુકડા રોટલા માટે વલખા મારે છે. હજારો સ્ત્રી પુરૂષોને તેમની એબ ઢાંકવા માટે પણ પુરતાં વસ્ત્ર મળતાં નથી. હજારો બાળકો દુધના ટીપાને માટે ટળવળી દેવના દરબારમાં રવાના થઇ જાય છે ત્યાં આવાઓની ઉત્પતિમાં વધારો કરવા મારે શા માટે સંસારમાં પડવું જોઇએ?

શા માટે ગાર્ગી સમાન બ્રહ્મચારીણી રહીને ભારતના સંતાનો પર આવી પડેલી વિપત્તિને દુર કરવાના પ્રયત્નો ન કરૂં? શા માટે મારી હજારો બ્હેનોની એબ ઢાંકવાના પ્રયત્નમાં મારી જાતિનો ભોગ આપવાને યાહોમ ન કુદી પડું? તેઓ મને ગમે તેટલું સમજાવશે છતાં પણ હું મારા નિશ્ચયમાંથી ચળવાની નથીજ.

ભલે ચાલ્યો આવે મારા લગ્નનો દિવસ. આવ, આવ, લગ્નના દિવસ તું સત્વરે આવી પહોંચ તે દિવસે જગતની આનંદકારી જે

શક્તિ હંમેશાં પુરૂષોપર વિજય મેળવી રહી છે તે સ્ત્રી શકિતસમાન આ લક્ષ્મીનો વિજય થશે. તે દિવસે મારા પાળક માતા પિતાની ઇચ્છાઓનો અંત આવશે. તે દિવસે મારા જેવી સ્વરૂપવતિ કન્યાનો હાથ પકડવાને ઉલ્લાસથી ચાલ્યા આવતા વરરાજાનો રકાસ થશે; અને તે બધું જોવાની દેશસેવાની ધુનમાં ભારતની ઉન્નતિના સ્વપ્નો રચનારી લક્ષ્મીને કેવી મજા પડશે? અહાહા! કેવી મજા! તે તો એક અવર્ણનીય સ્વર્ગીયપળ જણાશે ઉપર પ્રમાણે નિશ્ચય કરી લક્ષ્મી તેના ખંડમાં આમતેમ ફરવા લાગી.

સમય સમયનું કામ કર્યે જાય છે. જગતના કર્તાને આધિન સર્વ ગ્રહો આવ્યાજ કરે છે. રાત્રિ પછી દિવસ અને દિવસ પછી રાત્રિ અનીયમીત રીતે આવ્યાજ કરે છે. આમ દિવસો પર દિવસો વ્યતીત થઇ ગયાને છેક લક્ષ્મીના લગ્નનો દિવસ આવી પહોંચ્યો.

આજે લક્ષ્મીના લગ્નનો દિવસ છે તેના પાળક માતાપિતાનો હર્ષ માતો નથી. સગાસબંધીઓ સહુ આનંદમાં નાચી રહ્યા છે.

સાંજનો સમય થયો. વર કન્યાને પરણવા હોંશથી ઘોડે ચડીને માંડવે આવ્યો. દીકરીને પરણાવવાની હોંશવાળી માતાએ હર્ષીત હ્રદયે જમાઇને પોંખ્યો. વરરાજા પણ કાષ્ઠની પુતળી જેવી લક્ષ્મીને મેળવવા માટે પરમાત્માનો આભાર માનતા અંતરમાં હસી રહ્યો હતો તેવામાં બ્રાહ્મણોએ સાવધાન, સાવધાનની બુમ પાડી.

સહુ ચુપ થઇ ગયા ને બ્રાહ્મણના મ્હોમાંથી નીકળતા સુત્રો સાંભળવામાં મગ્ન બની ગયા. થોડો સમય અબડં ગબડં બબડીને મહારાજ બરાડી ઉઠયા "કન્યા પધરાવો સાવધાન"

આ શબ્દો કાને પડતાંજ વરનું હૃદય હચમચી ગયું. તેની જીવન-સંગીની તેને આજે મળનાર હોવાથી તેના અંતરમાં આનંદનું સામ્રાજ્ય વ્યાપી ગયું. વાતાવરણ આવા પ્રકારનું હતું તેવામાં કન્યાનો બુડથળ જેવો મામો કન્યાને ઉપાડી લાવ્યો ને વરની સામે બેસાડી દીધી.

લક્ષ્મી માયરામાંજ ધડાકો કરવા ઈચ્છતી હોવાથી અત્યાર સુધી ચુપચાપ જે થાય તે જોયા કરતી હતી. હવે તેનું સ્ત્રી શકિતસ્વરૂપ બતાવવાનો યોગ્ય અવસર આવી પહોંચેલો જોઈ તે સાવધાનીપૂર્વક તેનું સ્વરૂપ પ્રત્યક્ષ રૂપમાં બતાવવાને સમયની રાહ જોતી બેઠી હતી.

વરરાજા પણ નવલવહુનો હમણાં મહારાજ હસ્ત મેળાપ કરાવશે. હમણાંજ તેના અંતરની વિદ્યુતશકિતને મારી પ્રેરણાઓનો સંગમ થશે. તેવા સ્વપ્નો સેવતો મહારાજના મંત્રોચ્ચાર ધ્યાનપૂર્વક સાંભળી રહ્યો હતો.

હસ્તમેળાપ કરાવવાનો યોગ્ય સમય થતાં મહારાજ લક્ષ્મી પ્રત્યે બોલ્યા "બ્હેન જરા જમણો હાથ ભાઈના હાથમાં આપજો"

મહારાજના આ શબ્દો સાંભળીને તરતજ લક્ષ્મીએ ઘુંઘટો દુર કરી નાખ્યો ને ખુલ્લે મ્હોંએ મહારાજ પ્રત્યે બોલી "મહારાજ! ખરેખર તમે તો દેવદુત જેવા જણાવ છો.—તમે ખરેખર મારા હૃદયને પારખી ગયા છો. તમારા કહેવા પ્રમાણે હું આ ભાઈને ખરેખર મારા અંતરથી ભાઈ જેવાજ ગણું છું"

લક્ષ્મીના આ શબ્દો સાંભળતાંજ વરરાજાના મ્હોં પરના આનંદના ચિન્હોનો લોપ થઈ ગયો. માયરામાં બેઠેલા સઘળા માણસો



**સમાજનો સડો**—મહારાજના આ શબ્દો સાંભળીને તરતજ સરલા ઘુ(ં)[illegible] દૂર કરી નાખતાં બોલી. મહારાજ ! તમે તો દેવદૂત જેવા જણાવ છો......તમ કહેલા પ્રમાણે હું આ ભાઈને મારા અંતરથી ભાઈ જેવોજ ગણું છું

ખડખડાટ હસી પડયા ને મહારાજ તો જાણે કાંઇ સમજ્યાજ ન હોય તેવો ભાવ કરીને બોલ્યા "બ્હેન! તમારો જમણો હાથ લાવો. હસ્તમેળાપનો સમય ચાલ્યો જાય છે."

"તમે કોની સાથે મારો હસ્તમેળાપ કરાવવા ઇચ્છો છો?"

"સામે બેઠેલા ભાઇ સાથે"

"શું તમે હમણાં એમ નહોતા બોલ્યા કે બ્હેન ભાઇના હાથમાં તમારો હાથ આપો? શું તમે એમ નથી બોલ્યા કે સામે બેસનાર મારો ભાઇ નથી? શું ભાઇના હાથમાં બ્હેન હાથ આપતી હશે? મહારાજ! તમે આશું બોલો છો?" લક્ષ્મીએ મહારાજને ઉધડો લીધો.

લક્ષ્મીના આ શબ્દો સાંભળતાંજ પોતે બોલવામાં ભૂલ કરી છે તેમ મહારાજના સમજવામાં આવી ગયું. પોતે જે કાચું કાપ્યું હતું તેનો આ ચકોર બાળાએ લાભ લીધો છે તેમ ખ્યાલમાં આવી જતાં તેઓ લક્ષ્મી પ્રત્યે બોલ્યા "બ્હેન! એવું કાંઇ છેજ નહીં? આજના માંગળીક પ્રસંગે તમારા માતાપિતા તમારૂં આ વરરાજાને કન્યાદાન આપીને તમોને ગૃહસ્થાશ્રમી બનાવવા ઇચ્છે છે."

"મહારાજ! તમો દરરોજ મારા જેવી કેટલી કુમારીકાઓને આજના ભુખમરામાં સબડવા માટે, આજના કંગાળ હિંદને વધુ કંગાળ બનાવવાને દીન ભારતની વસ્તી વધારવાનું હથીઆર બનાવી ભારતને વધુ કંગાળ બનાવ્યે જાવ છો? મહારાજ! જ્યાં સુધી ભારતના એકેએક ભાઇને ખાવા માટે પુરતું અનાજ, એમ ઢાંકવાને પુરતા વસ્ત્રો ન મળે ત્યાં સુધી ગાર્ગી સમાન બ્રહ્મચારીણી રહેવાના મારા મનોરથ છે."

કંગાળ ભારતને વધુ કંગાળ બનાવવા માટે હું લગ્ન કરવા નથી ઇચ્છતી. લગ્ન કરવાના મારા મનોરથો બીજાજ છે. હું ત્યારેજ લગ્ન કરીશ જ્યારે ભારત સુદ્રઢને પોતાના પગભર ઉભું રહેનારૂં થશે.

લક્ષ્મીના આ શબ્દો સાંભળી તેના શ્વસુર પક્ષના માણસો તેના પાળક પિતા શંભુપ્રસાદ પટેલ પ્રત્યે બોલી ઉઠયા "શંભુપ્રસાદ પટેલ! આ ભવાડો શું? શું તમોએ અમોને આમ ફજેત મારવાજ બોલાવ્યા હતા?"

શંભુપ્રસાદ પટેલ પણ આવું વાતાવરણ જોઇને ગુસ્સાથી લાલ પીળા થતા મહારાજ પ્રત્યે બોલ્યા "જોઇ શું રહ્યા છો? ગમેતેમ કરીને પણ હસ્તમેળાપ કરાવો"

શંભુપ્રસાદ પટેલના આવા ઉત્સાહપ્રેરક શબ્દો સાંભળતાંજ ગોર-મ્હારાજના ટાંટીયામાં જોર આવ્યું તેથી તેણે બળપૂર્વક લક્ષ્મીનો હાથ પકડયો ને વરના હાથમાં મુકવાનો પ્રયત્ન કર્યો પરંતુ જેવો તે વરના હાથમાં હાથ મુકવા જતો હતો તેવામાં લક્ષ્મીએ બળપૂર્વક મહારાજને આંચકો મારીને પાડી નાખ્યો ને લક્ષ્મી ઉઠીને નાસી જવા જતી હતી તેવામાં તેને એકાએક ઠોકર વાગવાથી "બંડ! બંડ!! બસ બંડજ" મારા જેવી ભારતની કુંમારીકાઓ ભારતને આબાદ બનાવવા પોતાની જાનનો ભોગ આપશે ત્યારેજ ભારત ઉન્નત થશે. ત્યારેજ આજે હડધુત થતાં ભારતવાસીઓનું પૂજન થશે અને તેમ કરવું તે પૃથ્વીની ઉત્પતકાળથી અમો સ્ત્રી શકિતના હાથમાં છે" આમ બોલતાં બોલતાં તે ભૂમિપર પડી ગઇ.

# પ્રકરણ ૨૫ મું

## પાટોત્સવ

**મા**લુ ડોશીના હૃદયમાં આનંદનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું હતું. ગુરૂમહારાજના નયનની કીકી તેની જાળમાં આબાદ ફસાઇ હતી આજે નીરૂપમા—માયાની પુતળી, સૌંદર્યરમણી એક વધુ ઉંચા પગથીયે ચડવાની હતી.

પાટોત્સવના અપૂર્વ સમાગમના પ્રસંગે આજે કેટલાક ભકતોને માલુડોશીના ગુરૂમહારાજ નિર્વાણરૂપે ચડાવી તેમની ભકિતની કસોટી કરવાના હતા અને તેમાં પોતે ફસાવેલ રૂપસુંદરી ઉર્વશીના અવતાર સમી નીરૂપમાની મહારાજે પસંદગી કરી હતી. આજે નીરૂપમા "પાટોત્સવ" ના પ્રસંગે નિર્વાણ ચડવાની હતી.

અનેક યુકિત પ્રયુકિતઓ કરી દેવમંદીરમાં જવાની સામે પ્રચંડ વિરોધ ધરાવતી સૌંદર્યની દેવી નીરૂપમાના વિચારો સામે ભયંકર યુદ્ધ ચલાવી નીરૂપમાને દેવમંદીરમાં રસ લેતી કરી હતી અને છેવટે તેણે લીધેલ અતુલ પરિશ્રમને સફળ થયેલો જોઇ માલુડોશીનું હૃદય આજે તેના કાબુમાં ન હતું. તેના અંતરમાં આનંદરસની હેલીઓ ચડી હતી.

આનંદનાં સ્વપ્નો અનુભવતી માલુડોશી નીરૂપમા નિર્વાણ ચડયા પછી મહારાજની તેના પર કેવી મીઠી નજર થશે તે વિશે વિચાર-સાગરમાં લીન બની ગઇ હતી છેવટે તેના આનંદને હૃદયમાં સમાવી નહીં શકવાથી તે બોલી ઉઠી.

"નીરૂપમા નિર્વાણ ચડયા પછી મહારાજની મારા તરફ કેવી અમીદ્રષ્ટિ થશે? હું કેવી ભાગ્યશાળી છું કે નીરૂપમા જેવી સોનાની

ચલ્લીને આખરે પણ ફસાવી શકી ?

ધન્યભાગ્ય મારા કે ગુરૂમહારાજની આટલી સેવા કરી શકી. પરંતુ તે સુંદરતાની પુતળી જગતને તેની પ્રતિભાથી આંજી નાખતી નીરૂપમા આજના "પાટોત્સવ" ના પ્રસંગે નિર્વાણ ચડવાનું માન્ય રાખશે? શું મારી ધારણાઓ ફળીભૂત થશે ખરી?

આ બધા મારા શેખચલ્લી જેવાજ ખાલી સ્વપ્નો હોય તેવો મને ભાસ થાય છે. "નીરૂપમા જેવી દેવમંદીરો તરફ તીરસ્કારની લાગણીથી જોતી છોકરીને સમજાવી પટાવીને આ હદે તો ખેંચી લાવી છું પરંતુ છેક કીનારે આવેલું વહાણ તો નહીં ડુબેને ?"

કેટલોક સમય આમ ગાઢ ચિંતામાં વ્યતીત કર્યા પછી કાંઇક વિચાર અને શ્રદ્ધાનું જોસ એકી સાથે આવતાં તે બોલી " એમાં ગભરાવા જેવું શું છે? દેવમંદીર તરફ નજર નાખતાં, દેવમંદીર તરફ પગ મુકતાં જેનો આત્મા કકળી ઉઠતો હતો, જેની આંખમાંથી દેવમંદીરનું નામ સાંભળતાં અંગારા ઝરતા હતા તેની હઠીલી, મદભરી યુવતીનું યુક્તિ પ્રયુક્તિથી જ્યારે હું દેવમંદીર તરફ આકર્ષણ કરી શકી છું તો પછી તેને નિર્વાણ ચડાવવામાં હું શા માટે અફળ નીવડીશ? નહીં, નહીં, આ બાબતમાં પોબાર તો માલુડોશીનાજ પડવાના, આખરે તે રૂપરૂપની પરી કોઇ પણ ભોગે નિર્વાણ ચડવાની ખરીજ નીરૂપમા નિર્વાણ ચડયાથી મારા આત્માને કેટલો આનંદ થશે ? કોઇ પણ ઉપાયે નીરૂપમાને નિર્વાણ ચડાવવાજ જોઇએ "

આવી રીતે વિચાર કરતી માલુડોશી બેઠી હતી ત્યાં નીરૂપમા આવી પહોંચી માલુ ડોસીને વિચાર મગ્નદશામાં બેઠેલી જોઇ નીરૂપમા તેના મનમાં બોલી ઉઠી.

"આ ડોશી! મરણના કિનારે પહોંચેલ આ ઘરડું ખોખું! આજે કાંઇ ઘોર વિચારમાં હોય તેમ જણાય છે. તે શાના વિચાર કરતી હશે? બ્રહ્મજ્ઞાન, બ્રહ્મજ્ઞાન કહી, બ્રહ્મજ્ઞાનના બણગાં ફુંકી તેણે મારા કાન બ્હેરા કરી નાખ્યા છે છતાં પણ બ્રહ્મજ્ઞાન શું ચીજ છે તે હું જાણી શકી નથી. પરંતુ આજે તે જાણ્યા વિના હું આ બુઢ્ઢીને છોડવાની નથી." ઉપર પ્રમાણેનો વિચાર કરી નીરૂપમા માલુ ડોશી પ્રત્યે બોલી "એવા કયા ગહનવિચારમાં પડયા છો કે હું આવી તેનુંયે તમોને ભાન નથી?"

નીરૂપમાના ઉપલા શબ્દો એકાએક માલુડોશીના કાને પડતાંજ તે ઝબકી ઉઠી, તેની વિચારનિંદ્રામાં ખલેલ પડતાં તે બોલી "કોણ છે?"

ઉપરના શબ્દો બોલ્યા પછી માલુડોશીની નજર નીરૂપમા પર પડતાંજ તેના કરમાઇ ગયેલા ચ્હેરા પર જાણ્યે અજાણ્યે હાસ્ય ફરકી ઉઠયું. કેમ જાણે તેને નીરૂપમા પર અપૂર્વ સ્નેહ ન હોય તેમ બતાવતાં તે બોલી.

"કોણ બેટા નીરૂપમા! તું કયારની આવી છે? ને ઉભી છે શા માટે? શું આ પારકું ઘર સમજે છે?"

"તમો વિચારમગ્ન હોવાથી તમારા વિચારોનો ભંગ ન કરવો તેજ ઉદ્દેશથી મેં ચુપકીદી પકડી હતી. બીજું શું હોય? તમોને તો હું મારા—"

નીરૂપમા આગળ બોલવા જતી હતી તેવામાં તેને બોલતી અટકાવી માલુડોશી બોલી "તારા જેવી ડાહીને સદગુણી બાળા આવું

વર્તન ન રાખે તો બીજું કોણ રાખવાનું હતું? પરંતુ નીરૂપમા તારાથી આમ થાય?"

"હ્યો ભૂલી. હવે તેમ નહીં કરૂં, પરંતુ માજી! હું આવી ત્યારે તમો એટલા બધા શું વિચારમાં પડી ગયા હતા કે મારા આવવાનીયે તમોને ખબર ન પડી?"

નીરૂપમાના આ શબ્દો સાંભળતાંજ કેમ જાણે માલુ ડોશીને નીરૂપમા પર વ્હાલ ન છુટી નીકળતું હોય તેમ નીરૂપમાને ઉદ્દેશીને બોલી "આ નશ્વર જગતમાં ફક્ત તારા સીવાય મારૂં કોણ છે? આ દુનીયામાં મારૂં કોઇ સંબંધી નથી. જો કોઈપણ હોય તો ફક્ત તુંજ છે. બેટા! મને તારા વિચારો ન આવે તો બીજા કોના આવે?"

"બેટા નીરૂપમા! જ્યારથી તને જોઇ છે. ત્યારથીજ તારા પર કોણ જાણે કેવી રીતે તારા પર પેટની દીકરી જેવું મને હેત આવે છે. બેટા! હું તારા વિચારો ન કરૂં તો કોના કરૂં? તારૂં ભલું કરવું તેજ મારી ફરજ છે. કોણ જાણે કયારે આ માટીની માયા માટીમાં મળી જશે, તેનો કોને ભરૂષો છે? તે પહેલાં તારા જીવનનું કલ્યાણ-સાર્થક તો કરતાં જવું જોઇએને?"

"જીવનનું સાર્થક" આવા ભેદ ભરેલા શબ્દો સાંભળતાંજ નીરૂપમાના હૃદયમાં ભેદથી વાકેફ થવાની ચટપટી થવાથી તે બોલી "મારા સંબંધી એવા કયા ગહન વિચારમાં તમે મગ્ન બની ગયા હતા?"

"નીરૂપમા! તેં ઠીક યાદ આપ્યું. હવે તો મારી અવસ્થા થઇને વાતમાંને વાતમાં તને તે કહેવાનુંજ હું ભુલી ગઇ હતી.

બેટા ! બીજી તે તારા વીષે શું ચિંતા હોય ? તારા જેવી ડાહી દીકરીને બીજું તે શું કહેવાનું હોય ? મારા હૃદયમાં એવો વિચાર સ્ફુર્યો છે. કે જો આજના "પાટોત્સવ" પ્રસંગે તને નિર્વાણુ ચડાવવામાં આવે તો શું ખોટું ? બ્હેન ! નિર્વાણુ ચડયા વિના કોઇપણુ બ્રહ્મજ્ઞાનની મજા લુંટી શકતું નથી. નિર્વાણુ એજ બ્રહ્મજ્ઞાનના માર્ગે જનાર માટે સુલભ માર્ગ છે. આજે જ્યારે તું મારી પાસે આવે ત્યારે તને આ બાબત જણાવી તારો વિચાર જાણી લેવાનાજ હું વિચારો કરતી હતી. બેટા નિરૂપમા ! નિર્વાણ બાબતમાં તારી શું ઇચ્છા છે ?"

નિર્વાણુ, પાટોત્સવ, બ્રહ્મજ્ઞાન અને રાજા હરિશ્ચંદ્રનો ધર્મ આ શબ્દો સાંભળીને નિરૂપમાનું મગજ બહેર મારી ગયું હતું. આ શું ચીજ હશે તે જાણવાને નિરૂપમા પ્રયત્ન કરતી હતી પરંતુ તે જાણી શકી નહોતી કે આ શું ચીજ છે. તેવામાં માલુ ડોશીના પાટોત્સવ અને નીર્વાણુના શબ્દો સાંભળી વિચારમાં પડી ગઇ.

નિરૂપમાને વિચારમગ્ન દશામાં પડી ગયેલી જોતાંજ માલુ ડોશી બોલી "શું વિચાર કરે છે ? સાકરનો રસ ચાખ્યા વિના તેના ગુણુ કે સ્વાદની પરિક્ષા જેણે ચાખ્યો ન હોય તે કેમ કરી શકે ? આજના માંગળીક પ્રસંગે તને નીર્વાણુ ચડાવી દેવાની મારી ઇચ્છા છે પરંતુ મારી આ અભીલાષા પૂર્ણુ કરવી કે નહીં તેનો આધાર તારા પર છે. તને પુત્રિની માફક ચાહનાર મરણુના કીનારા પર બેઠેલ ડોશીનું કહેવું તું માની નહીં કરે ? શું આટલું કામ કરી મારા આત્માને તું શાન્તી નહીં આપે ?" આમ કહીને પોતાની જાળમાં નીરૂપમાને ફસાવવા ઇચ્છતી માલુ ડોશી રડવા લાગી.

પોતાના પર અપૂર્વ વહાલ ધરાવતી, પોતાના માટે મરી ફીટતી માલુ ડોશીને રડતી જોઇ ભોળી નીરૂપમાનું હૃદય દુભાવા લાગ્યું. માલુ ડોશીના પ્રપંચને સમજવાને નીરૂપમા અશકત હોવાથી તે માલુ ડોશી પ્રત્યે બોલી " માજી, રડો નહીં. દરરોજ કાંઇક નવીન જાણવું એ તો જીવનની મારી સ્વાભાવિક આકાંક્ષા છે. જગતમાં બનતા અવનવા બનાવોથી વાકેફ થવું તેજ મારા અંતરની અભીલાષ છે. તમે રડો નહીં. મારા માટે તમે મરી ફીટો છો તેનાથી હું કયાં અજાણ છું ? તમારો અંતરાત્મા દુભાય તેવું. કરવા હું ઇચ્છતીજ નથી આ જગતમાં મારૂં કોણ છે ? જે ગણું તે તમોજ છો. હું તમારી ઇચ્છાની વિરૂદ્ધ થવા ઇચ્છતી નથી તમો જે આજ્ઞા ફરમાવો તે મારે શીરોમાન્ય છે."

નીરૂપમાના આ શબ્દો સાંભળી પોતાની ઇચ્છા પૂર્ણ થશે તેમ જોઇને માલુ ડોશી ગંભીર સ્વરે નીરૂપમા પ્રત્યે બોલી "નીરૂપમા જેવી ડાહી દીકરી મારા જેવી ડોશીનું કેહેવું ન માને તેવું તો હું ધારતી પણ નહતી પરંતુ આજકાલનાં છોકરાંઓની માફક કદાચ તું મોઢું તોડી લ્યે તો ? એજ ડરને લીધે મેં તને આજ સુધી કાંઇપણ જણાવ્યું ન હતું પરંતુ આજે તો તારા શબ્દો સાંભળી મારૂં હૃદય તારો મારા તરફનો આટલો બધો સ્નેહ-પક્ષપાત જોઇ આનંદીત બની ઉઠયું છે." નીરૂપમાને તેની જાળમાં વધુ ફસાવવા નીરૂપમા પ્રત્યે ખુશામતભર્યા શબ્દો ઉચ્ચારતાં બોલી.

" માજી ! આપ મને તમારી પેટની દીકરી કરતાં પણ વધુ ચાહો છો. મારા તરફ અપૂર્વ પ્રેમ અને મમતાની લાગણી બતાવો છો. આ સંસારમાં જેનું કોઇ સબંધી નથી. જેને આશ્વાસન

આપનાર કે ટાઢી મીઠી વાત સંભળાવનાર પણ કોઇ નથી તેના પ્રત્યે તમે પુત્રિ જેવું વર્તણુ રાખો છતાંયે શું હું તમારૂં કહેવું અમાન્ય રાખું તેવી નાદાન છું ?"

"બેટા ! તારા જેવી સદગુણી બાળા જો આમ ન કહે તો બીજું કોણ કહેવાનું હતું ? ચાલ સત્વરે દેવમંદીર તરફ જઇએ આજે તો "પાટોત્સવ"નો ઉત્સવ છે. મારો વ્હાલો આજે તો અવનવા સ્વરૂપોનું ભાન કરાવી ભકત જનોને બ્રહ્મજ્ઞાનમાં લીન કરી દેશે, અહાહા ! કેવો અમુલો અવસર લાધ્યો છે ? આવો અવસર તે એળે જવા દેવાય ?"

"પાટોત્સવ" કે નિર્વાણના ભેદનો અર્થ ન જાણતી નીરૂપમા માલુ ડોશીના આ શબ્દો સાંભળી પત્થરની જડ પ્રતિમા પ્રમાણે એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યા વિના માલુ ડોશી શું કહેવા ઇચ્છે છે તે સમજી નહીં શકવાથી દીગમુઢની જેમ ઉભી રહી.

નીરૂપમાને આમ જડની માફક ઉભી રહેલી જોઇ માલુ ડોશી તેના પ્રત્યે બોલી "કેમ શું વિચાર કરી રહી છે ? દેવમંદીરમાં જવાનો સમય થઇ ગયો હોવા છતાં આમ કેમ ઉભી છે ? શરીર તો સારૂં છેને ?"

છતાં પણ નીરૂપમાને મૌન ઉભી રહેલી જોઇ તે બોલી "બેટા ! શા માટે મુંઝાય છે ? જે કહેવું હોય તે કહે હું તને તેનો માર્ગ બતાવીશ."

"બીજા શાનો વિચારો આવતા હશે ? તમારા નિર્વાણના ભેદનાને પાટોત્સવનાજ તો ? આખો દિવસ હરિરસ, બ્રહ્મજ્ઞાન, રાજા હર-

ચંદનો ધર્મ, "પાટોત્સવ"ને નિર્વાણનો ભેદ એવા મારા જેવી બાળાથી ન સમજાય તેવા શબ્દો સાંભળીને હવે તો હું કંટાળી ગઇ છું. બલ્યું જે આપણાથી સમજાતું નથી તેનું નામ શા માટે લેવું જોઇએ?" જરા ચીડાઇ જતાં નીરૂપમા બોલી.

"બેટા! એ તો બધું તું જ્યારે નિર્વાણ ચડશે ત્યારેજ સમજાશે. આ કાંઇ નાના ગીગળાની વાતો નથી કે જલદી સમજી શકાય? એ તો જેમ જેમ તું માહીતગાર થતી જશે—પળોટાતી જશે તેમ તેમ આપો આપ સમજાઇ જશે." ભોળી નીરૂપમાને નીર્વાણ ચડાવવા ઇચ્છતી માલુ ડોશી નીરૂપમાને તેની જાળમાં ફસાવવા બોલી.

"તમે મારા હીતેશ્રી છો. તમે જે કરતા હશો તે મારા શ્રેય માટેજ હશે. મને તમારા પર શ્રદ્ધા છે. જો નિર્વાણ ચડ્યા પછીજ બ્રહ્મજ્ઞાનનો ભેદ પામી શકાતો હોય. આ કાયાનું કલ્યાણ કરી શકાતું હોય તો હુ નીર્વાણ ચડાવાને તૈયાર છું."

નીરૂપમોના આ શબ્દો સાંભળતાંજ માલુ ડોશી ખુશ ખુશ થઇ ગઇ. નીરૂપમા તેના વિચારોમાં ફેરફાર ન કરી શકે તેટલા માટે તરતજ તેને લઇને દેવમંદીરમાં થનારા "પાટોત્સવ"ના ઉત્સવમાં ભાગ લેવાને નીરૂપમાની સાથે દેવમંદીર તરફ ચાલી ગઇ.

# પ્રકરણ ૨૬ મું

## ગૃહત્યાગ

"સામાજીક કુરૂઢીમાં રચ્યો પચ્યો રહેલો હિન્દુસમાજ શું અમો સ્ત્રીજાતિ પર જુલ્મ ગુજારવામાંજ શુરો છે? પુરૂષજાતિના હાથમાં સમાજના સુત્રો હોવાથી અમારી તરફ તીરસ્કારભરી લાગણીથી વર્તવું તે શું તેમના પુરૂષત્વને શોભાવનારૂં છે? કોણ કહે છે કે સ્ત્રીજાતિ પુરૂષજાતિની સમાનતા કરવાને લાયક નથી?

પુરૂષો જ્યારે કુંવારા રહી શકે તો હું શા માટે ન રહી શકુ? સ્ત્રીઓ કદિપણ કુંવારી રહી ન શકે તેવી મેખ સ્ત્રીજાતિ પર હિન્દુ-સમાજમાં મરાઇ છે તેજ શું પુરૂષોના હાથમાં રહેલી એક હથ્થુ-સત્તાની સાબીતીરૂપ નથી?

સ્ત્રી અને પુરૂષ બન્ને સમાન હક્કદાર છે. આ જગતમાં એમાંથી એકને પણ અન્યના સહકાર વિના ચાલી શકે તેમ નથી અને તેથીજ પરમાત્માએ બન્નેને સમાન બનાવ્યા છે. પરંતુ પોતાની લાલસા ને વાંચ્છના પુરી પાડવા માટે કોઇ લેભાગુ પાખંડી પુરૂષોએ તેમની છાપ સ્ત્રીસમાજ પર પાડવા તેની સામે કાવતરૂં રચ્યું હોય તેવું સાફ જણાઇ નથી આવતું?

જો મારી આ ધારણા અસત્ય હોત તો ગાર્ગી જેવી સ્ત્રી બ્રહ્મ-ચારીણી કેમ રહી શકતી. ને બ્રહ્મચારીણી રહેવા છતાં તે યુગના માણસો તેને હડધુત કરવાને બદલે તેનું પૂજન શા માટે કરત! આ એક ગાર્ગીનો દાખલોજ બતાવી આપે છે કે સ્ત્રી અને પુરૂષને જગતકર્તાએ તો સમાન હકકોજ બક્ષ્યા છે.

"પાખંડ, પાખંડ ને પાખંડનુંજ જ્યાં જુઓ ત્યાં સામ્રાજ્ય પ્રસરાયેલું જણાય છે. પુરૂષો સ્ત્રીઓને હડધુત કરી તેમની સમાનતાના વિચારો ભુલાવી સ્ત્રી સમાજને અધોગતિની ગર્તામાં નાખવાના પ્રયત્ન કરતાં પોતે પણ તે તરફ ધસડાતો જાય છે તેવું તેને સ્વાર્થ લોલુપ્તામાં ભાન ક્યાં છે?"

જો સ્ત્રીઓને પુરૂષના સમાનહકકો નજ હોત તો ધર્મશાસ્ત્ર તેને અર્ધાંગના શા માટે કહેત? આ એકજ દાખલો બતાવી આપે છે કે સ્ત્રી અને પુરૂષ બંન્નેને સમાન હક્ક છે. જો પોતાની ઇચ્છા પ્રમાણે ધર્મ અને નીતિના માર્ગે જવાનો સ્ત્રીઓને જરાપણ હક્ક ન હોત તો દમયંતી ને સતી સીતાના સ્વયંવરોજ શા માટે રચાત? તેમના પીતા પણ તેમને માટે પોતાની ઇચ્છા પ્રમાણેજ કોઈ ઢીંગલો શોધી શા માટે તેમના લગ્ન ન કરી દેત?

આ બધું શું બતાવે છે! સ્ત્રીઓને નીતિ અને મર્યાદાની હદમાં રહીને પોતાની સ્વતંત્ર ઇચ્છા મુજબ મહાલવાનો હક છે તેમજને? તો પછી મારે પણ કયાં ધર્મ કે નીતિની વિરૂદ્ધ જવું છે? મારે તો ભારતવર્ષની ઉન્નતિ કરવા ગાર્ગી જેવી મહાન બ્રહ્મચારીણી જે પંથે સંચરી હતી તેજ માર્ગે જવું છે.

પરંતુ આ સ્વાર્થી પુરૂષસમાજ મને તેમ કયાં કરવા દે તેવો છે. તે તો મારા આ નિશ્ચયને તેમની સત્તાના—એમના એક દુશ્મન તરીકે સમજે છે. તેમની સત્તા નીચે છુંદાતા સ્ત્રીસમાજ સ્વરક્ષીત અને સ્વતંત્ર જોવાને તે કયાં ઉત્સુક છે?

મારો નિશ્ચય દ્રઢ છે. મારે તો પુરૂષસમાજને બતાવી આપવું છે કે સ્ત્રીસમાજ પણ તમારા જેટલોજ સમાનહક્કનો અધિકારી છે. શું

ભારતને ઉન્નત બનાવવાના મારા સ્વપ્નો સત્ય નીવડશે? ભારતનો પુરૂષસમાજ તેમના પૂર્વજોની માફક અમોને તેમની ગૃહલક્ષ્મીઓ, દેવીઓસમાન માની તેમના સમાન હકકો આપી સ્વતંત્ર બનાવવાના પ્રયત્નો કરશે ખરો?

નહીં. હું તેમ માની શકતી નથી, પરંતુ મારે તો મારી જાતિના ઉદ્ધાર્થે કાયાનો ભોગ આપવો છે અને તેજ મારો દ્રઢ નિશ્ચય છે "**કર્મણ્યેવ અધિકારસ્તુ માફલેષુ કદાચન**" મારો તો ગીતાના વાકય પ્રમાણે કર્મ કરી છુટવાનોજ અધિકાર છે અને તે કરી છુટું એટલે મારી ફરજ પુર્ણ થઇ."

આવા સમાજ સ્વજાતિ અને સ્વદેશની ઉન્નતિના અનુપમ વિચારોના સ્વપ્નો સેવતી લક્ષ્મી બેઠી હતી તેવામાં તેનો પાળક પિતા શંભુપ્રસાદ આવી પહોંચતાંજ લક્ષ્મીને ઉદ્દેશીને બોલ્યો.

"બેટા લક્ષ્મી! કોઇની દીકરી કદિપણ કુંવારી રહી છે કે તું તેવા વિચારો કરી રહી છે? બેટા! શું તને અમારી લાજ આબરૂ વ્હાલી નથી?"

"બાપુ મારો નિશ્ચય એકજ છે. અને તે કદાપિ ચલાયમાન થવાનો નથી." આમ કહી સરલા આગળ બોલવા જાય છે ત્યાં તેની પાળકમાતા આવી પહોંચતાંજ બોલી ઉઠી "બહુ ચબાવળી છે તે જાણું છું" આમ કહીને લક્ષ્મીની પાળકમાતાએ તેના વાંસામાં એક ધબ્બો લગાવી દીધો.

"આ શું કરે છે? સરલા હજુ બાળક છે. તે આપોઆપ સમજી જશે" લક્ષ્મીને પોતાના પક્ષમાં લેવાના હેતુથી શંભુપ્રસાદ બોલ્યો.

"આમ મોઢે ચડાવી છે તેનું પરિણામ ન જોયું? બહુ મોઢે ચડાવો છો પણ વંઠી ન જાય-આવડો મોટો ઢાંઢો થયો છે છતાંયે લાજ મરજાદજ નથી" આમ કહી સરલાના ગાલ પર તમાચો લગાવીને ધુંધવાતી ધુંધવાતી શંભુપ્રસાદ અને લક્ષ્મીને ત્યાંજ રહેવા દઇને ચાલી ગઇ.

"લક્ષ્મી હજુ સમજે તો ઠીક છે. હું તને વિચાર કરવાનો સમય આપું છું નહીંતર મારે મારૂં ધાર્યું કરવુંજ પડશે" આમ કહીને લક્ષ્મીને વિચાર કરવા માટે એકાંતમાં રહેવા દઇને શંભુપ્રસાદ પણ ત્યાંથી ચાલ્યો ગયો

"અમારો અબળાનો તે કાંઇ અવતાર છે? અને તેમાં એ હિન્દુસમાજમાં તો દીકરીને ગાય જ્યાં દોરે ત્યાં જાય. તે પ્રથાએ કેટલીયે ઉગતી કળીના જીવન છુંદી નાખ્યા હશે. મારે હવે શું કરવું?" આમ કહી લક્ષ્મી વિચારમાં મગ્ન બની ગઇ.

થોડો સમય આવી રીતે વિચારમગ્નાવસ્થામાં ગાળ્યા પછી તે એકાએક બોલી ઉઠી "એજ, એજ નિશ્ચય. મારા માટે એજ રસ્તો ઉત્તમ છે અને તે "ગૃહત્યાગ" કરીને ચાલ્યા જવું. જો મારા નિશ્ચયને અમલમાં મુકવાની મારી ઇચ્છાજ હોય તો આજ મારા માટે ઉત્તમ માર્ગ છે.

ઉપર પ્રમાણેના નિશ્ચયમાં દ્રઢ બની રાત્રિના સહુ નિંદ્રાધિન થઇ ગયા પછી "ગૃહત્યાગ" કરી જવાનો દ્રઢ નિશ્ચય કરીને લક્ષ્મી રાત્રીની રાહ જોતી તેનો સમય વ્યતિત કરવા લાગી.

સમય સમયનું કામ કર્યે જાય છે. દિવસને જતાં કાંઇ વાર લાગે છે? સૂર્યભગવાને અસ્તાચળે જઇને કુમુદીનીને જગત પર તેનું

સામ્રાજ્ય પ્રસરાવવાનો અમરપટો આપી ગયા હતા ધિમે ધિમે રાત્રિનો અંધકાર વધવા લાગ્યો. લક્ષ્મી પણ તેના પાળક માતાપિતા તથા આજુબાજુના માણુસોના સુઇ જવાની રાહ જોતી બેઠી હતી તેવામાં ઘડીયાળમાં ટનનન કરતાં દસના ટકોરા થયા.

ઘડીયાળમાં દસના ટકોરા સાંભળતાંજ લક્ષ્મીની વિચારનિંદ્રામાં ખલેલ પડી તે એકદમ ચોંકી ઉઠીને તેના કપડા રાખવાના કબાટ પાસે ગઇ. તેમાંથી કાગળ અને સીસાપેન કાઢી તેના પાળક પિતા પર નીચે મુજબનો પત્ર લખી કાઢયો.

પાળક પિતાશ્રી,

તમોને અશાન્ત જોઇ, મારા વિચારોને લીધે તમોને વ્યથા થતી જોઇ મારૂં હૃદય ચીરાઇ જાય છે. દાંભીક સમાજ સામે બળવો જગાવી સામાજીક કુરૂઢીઓને તોડી છિન્ન વિછિન્ન કરી નાખવાના મારા કોડ પુરવા મારે આ પગલું ભરવું પડયું છે. વધુ સમય તમારા આશ્રય તળે રહેવાનું મારા ભાગ્યમાં નહીં લખાયેલું હોવાથી તમારી માફી યાચી મારૂં ભાગ્ય જ્યાં મને લઇ જાય ત્યાં જવા માટે "ગૃહત્યાગ" કરૂં છું.

લી. **અભાગી લક્ષ્મી.**

તા. ક.

એટલું તો તમારા હૃદયમાં કોતરી રાખજો કે મેં "ગૃહત્યાગ" કર્યો છતાં પણ ધર્મ અને નીતિને મરણ સુધી તજવાની નથી. બ્રહ્મચારીણી રહીને દેશસેવા કરવાનો મેં દ્રઢ નિશ્ચય કર્યો છે અને તે માટેજ "ગૃહત્યાગ" કરૂં છું.

**લક્ષ્મી.**

ઉપર પ્રમાણેનો પત્ર લખી–પત્રને તેની પથારીમાં મુકીને લક્ષ્મીએ ધિમેથી તેના ખંડનું દ્વાર ઉઘાડીને ખાત્રી કરી તો ઘરમાં સર્વને નિંદ્રાધીન થયેલા જોયાં. સહુને નિંદ્રાધીન થયેલા જોઇને લક્ષ્મી પાછી તેના ખંડમાં આવીને ત્યાં તેની માતાની છબી ટીંગાડેલી હતી તેને પ્રણામ કરી ચીરાતા હૃદયે ફક્ત ટેકના માટેજ તેના પાળક પિતાનો "ગૃહત્યાગ" કરીને જ્યાં તેનું ભાગ્ય લઇ જાય ત્યાં જવાને રવાના થઇ ગઇ.

---

## પ્રકરણ ૨૭ મું.

## સોનેરી જાળ

રૂપસુંદરી અયશાની વિકસીત લાલીત્યપૂર્ણ યૌવન ભરી દેહલતાના સૌંદર્યમાં લુબ્ધ બની ગયલો સુધાકર તેના દિવાનખાનામાં આરામ ખુરશી પર પડયો પડયો અયશાની લાવણ્યમયી સુંદર દેહલતા પરની પ્રશંસા કરતો કરતો તેના મનમાં બોલવા લાગ્યો.

"અહાહા! કેવી કામણગારી હૃદયમાં આરપાર છુરી ચલાવી દેનારી કાતીલ કામણગારી કીકીઓ! કેવો ગુલેગુલાબી કપોળ પ્રદેશ!"

"તે મૃત્યુ લોકની સ્ત્રી હતી કે અમારાપુરીની ઉર્વશી? ઇન્દ્ર લોકની અપ્સરા મેનકા કે ઉર્વશી તો મૃત્યુ લોકમાં વિહાર કરવાને તો નહીં નીકળી હોય? નહીં, નહીં, હસમુખ કહેતો હતો કે તે એક વારાંગના છે. શું આ મૃત્યુ લોકની દેવીસમાન યુવતી વારાંગના કહેવાને યોગ્ય છે?"

"કેવું અજબ લાવણ્ય છે. શું ભલભલા મુનીવરના ચિત્તને ચળાવી દે તેવું તેનું સ્વરૂપ નથી?"

"તેના રૂપની મોહનીજ એવી છે કે ભલભલા માનવીઓ તેની ચરણુરજ લેવાને તૈયાર થાય ત્યારે હું કોણ માત્ર?"

"શું હસમુખ અને કાળીદાસ જેવા મારા પરમ મિત્રો મને આમાં મદદ નહીં કરે? તેઓ મને આમાં મદદ કરશેજ. મારાપરનો તેમનો અતુળ પ્રેમ તેમને આમ કરવાને નહિં પ્રેરે? તે ભુવનમોહીની અયશાના પ્રેમામૃતનું પાન કરાવવાને અવશ્ય મારા સહાયક થશેજ."

આવી રીતે વિચારની પરંપરામાં ગડથોથા ખાતો સુધાકર તેના મિત્રો કાળીદાસ અને હસમુખના આવવાની કાગના ડોળે વાટ જોતો તેવામાં બંન્ને ત્યાં આવી પહોંચ્યા.

કાળીદાસ અને હસમુખને જોતાંજ સુધાકરના અંતરમાં આનંદ થયો તેવામાં એકાએક અયશાનું રૂપ સૌંદર્ય, અયશાની કાતીલ કીકીઓમાંથી છુટતા મદન શરોને બાણનો પ્રહાર તેની સ્મૃતિપટપર ચડી આવતાં તેના મ્હોં પરનું હાસ્ય કયાંય ચાલ્યું ગયું ને હાસ્યને ઠેકાણે ગ્લાનીએ વાસ કીધો.

સુધાકરની સામે પડેલી ખુરશીમાં બેસતાંજ હંમેશના ખંધા સ્વભાવ પ્રમાણે કાળીદાસ બોલ્યો "હર હંમેશ જે સુધાકરના મુખ પર હાસ્ય ચમકી રહેતું હતું. તે સુધાકરનું મ્હોં આજે ઉતરી ગયેલું કેમ જણાય છે?"

કાળીદાસનો આ પ્રશ્ન સાંભળી પોતાના હૃદયમાં રમી રહેલી વાત કહેવી કે ન કહેવી તે વિશે સુધાકરના અંતરમાં ગડમથલ થવા લાગી આખરે યોગ્ય વખત આવ્યે જણાવવાનો નિશ્ચય કરી સુધાકર બોલ્યો "કાળીદાસ! તું ધારે છે તેવું કાંઇજ નથી. તબીઅત જરા અસ્વસ્થ હતી તેથી તને કદાચ તેમ જણાતું હશે.

સુધાકર કાંઇક વાત છુપાવવાનો પ્રયત્ન કરે છે તે ચતુર કાળીદાસ અને હસમુખના ધ્યાન બહાર રહ્યું નહીં પરંતુ બહુ તાણતાં તુટી જાય એ સુત્ર અનુસાર તે વાત પર ત્યાંજ પડદો નાખી હસમુખ સુધાકર પ્રત્યે બોલ્યો.

"સુધાકર ! આજે મારા જન્મ દિવસની મીજલસમાં તો આવશેને ! સોનેરી ટોળીના ઉસ્તાદે ધિમેથી સુધાકરને "સોનેરી જાળ" માં ફસાવવાના પાસા ફેંકવાની શરૂઆત કરી.

"હસમુખ ! મારૂં શરીર સ્વસ્થ નથી નહીંતર હું આવ્યા વિના રહું ? નિરૂપાયે મારે લાચાર બની તને નિરાશ કરવો પડે છે," સુધાકરે જણાવ્યું.

"બેસ. બેસ. તબીયત સારી નથી કહેવાવાળાની પુંછડી. હસમુખની વર્ષગાંઠ પ્રસંગે તું ન આવે તો બીજું કોણ આવવાનું હતું ? તારે આવવુંજ પડશે. તું ન આવે અને અમે મફતીયા લેભાગુ છીએ કે તારે ત્યાં ટાંટીયા તોડયા કરીએ ?" સુધાકરના ઉપરના શબ્દો સાંભળતાંજ તેને દાબમાં દબાવી દેવાના હેતુથી કાળીદાસ બોલ્યો.

"પરંતુ હું એમ કયાં કહું છું ? મારી તબીયત સારી નથી તેનો કાંઇ ઉપાય ?"

"હું તારૂં દર્દ જાણી ગયો છું. તારા દર્દની દવા પણ ત્યાંજ મળી રહેશે પછી કાંઇ છે ?"

"કાળીદાસ ! તમારા આગ્રહ પાસે લાચાર થવું પડે છે. મારી તબીયત સારી નહીં હોવા છતાં અનીચ્છાએ તમારી માગણી મારે કબુલ કરવી પડે છે. ચાલો હું હસમુખના જન્મ દિવસની મીજલસમાં આવવાનું કબુલ કરૂં છું."

"કબુલ કરે કે ના કબુલ કરે પરંતુ કાળીદાસ તને છોડે એવો કયાં છે" હસમુખ બોલ્યો.

"સોનેરી જાળ" માં શીકાર આબાદ ફસાયેલો હોવાથી સોનેરી ટોળીના આગેવાન હસમુખને કાળીદાસ રાતના આઠ વાગ્યે તૈયાર રહેવાનું સુધાકરને જણાવીને સુધાકરને અયશાના વિચારોમાં તે છોડીને ચાલ્યા ગયા.

કાળીદાસ અને હસમુખ સુધાકરના ઘેરથી સીદ્ધા અયશાના ઘર તરફ જવાને ચાલી ગયા.

કાળીદાસ અને હસમુખના જવા પછી અયશાના અપાર મોહની ભર્યા રૂપ સૌંદર્ય પર પાગલ બની ગયેલો સુધાકર અયશા સંબંધી વિચારો કરતો બોલવા લાગ્યો.

'શું અયશા મારી થશે? તેનો સુકોમળ કપોલ પ્રદેશ તેની અમીઝરતી દેહલતાપર દિવાના બની ગયેલા સુધાકરને નહીં મળે? નહી, અયશાને કોઇ પણ રીતે મારી કરવીજ જોઇએ. શું ભાર છે તે વારાંગનાનો કે મારા જેવા અતુલ સંપતિના માલિકને વશ ન થાય? કોઇ પણ રીતે અયશાને મારી તો કરવીજ જોઇએ. તેના મદભર્યા લોચનીયાએ મારૂ ચિત્ત ચળાવી દીધું છે. અહાહા! કેવુ સૌંદર્ય? શું આવી રૂપસુંદરી વેશ્યા કે વારાંગના થવાને લાયક છે? નહીંજ કોઇ પણ ઉપાયે તેને મેળવવાના હું પ્રયત્નો કરીશ. અને તેમાં જો કોઇની જરૂર પડશે તો મારા મિત્રો કયાં દુર છે? હસમુખ અને કાળીદાસ મને મદદ કરવા માટે તૈયારજ છે.

આજ રાતનાજ કાળીદાસને આ વાતથી વાકેફ કરવાનો પ્રયત્ન કરીશ આમ વિચાર કરતો કરતો મધુરા મલયાનીલનો આનંદ અનુભવતાં ત્યાંજ નિંદ્રાધિન થઇ ગયો.

અયશાની મુલાકાત લઇ સુધાકરને જાળમાં ફસાવવાનો પાકો બંદોબસ્ત કરીને હસમુખ અને કાળીદાસ તેમના ઘર તરફ ચાલ્યા ગયા.

સમય, સમયનું કાર્ય કર્યે જાય છે તેમ દિવસ વ્યતિત થઇ ગયો અને સંધ્યા આવી પહોંચી થોડા સમય પછી સંધ્યા પણ ચાલી ગઇ ને પૃથ્વી પર અંધકારનું સામ્રાજ્ય પ્રસરી જવા લાગ્યું.

સુધાકર આ સમયે તેની આરામ ખુરસીમાં પડયો પડયો અનુપમ ને દીલપસંદ સ્વપ્નો અનુભવતો હતો. રાત્રિ પડી જવાથી દીવાબત્તી કરવા આવેલા નોકરના આગમનથી સુધાકરની સ્વપ્ન નિંદ્રામાં ખલેલ પડી. તે એકાએક ઝબકી ઉઠયો ને સામે ટેબલ પર પડેલી ઘડીયાલ તરફ નજર જતાં આઠમાં દસ મીનીટ ઓછી છે તે જણાતાં તેના મનમાં બોલી ઉઠયો.

"હજુ વખત છે. દસ મીનીટમાં તો ત્યાં પહોંચી જઇશ. જો આ સમયે મીજલસમાં નહીં જાઉં છું તો કાલીદાસ અને હસમુખની મિત્રતા મારે ગુમાવવી પડશે." આમ કહી કપડા પહેરીને મિત્રની વર્ષ ગાંઠની મીજબાનીમાં જાય છે તેમ કહીને ભાડાની ટેકસી કરીને હસમુખના ઘર તરફ જવાને રવાના થઇ ગયો.

સુધાકરને "સોનેરી જાળ"માં ફસાવવા માટે હસમુખ અને કાલીદાસે આગળથીજ તૈયારી કરી રાખી હતી અને સુધાકરના આવવાની રાહ જોતાં બંન્ને બદમાસના સરદાર દસ પંદર મવાલી મિત્રોની સાથે વાર્તાલાપ કરતા બેઠા હતા નવામાં મોટરનું ભુગળું વાગ્યું. ઘડીયાળમાં પણ આઠના ટકોરા થયા એટલે સુધાકરનીજ

મોટર હોવી જોઇએ તેમ ધારીને કાળીદાસ તથા હસમુખ તેને લેવાને ગયા.

"સુધાકર ! હું નહોતો ધારતો કે તારી શ્રીમંતાઇના મદમાં તું અમોને એકાદ કલાકની રાહ જોવરાવ્યા વિના આવી પહોંચે" સુધાકરને જોતાંજ કાળીદાસ બોલ્યો.

"એવા ધનના મદમાં છકી જાય તે બીજા. આ સુધાકર તેવો નથી તેવું તું જાણવા છતાં શા માટે આવું બોલે છે ?" દરરોજના હસમુખા સ્વભાવ પ્રમાણે હસમુખ બોલ્યો.

"તું તો હંમેશાં સુધાકરનોજ પક્ષ ખેંચે છે. હું તારો મિત્ર નથી કે મારી તરફેણમાં કાંઇ બોલતોજ નથી ?"

"તું પણ મારો મિત્ર તો છેજ પરંતુ સાચું કહેવું તે મારી ટેવ છે તને જો આથી માઠું લાગ્યું હોય તો દીલગીર છું" હસમુખે કહ્યું.

"હવે એ વાતજ જવા દયોને" સુધાકર બોલ્યો. મિત્ર મંડળમાં આ પ્રમાણે વાર્તાલાપ ચાલતો હતો તેવામાં તો બાજુના ખંડમાં થાળીઓ પીરસાઇ ગઇ છે તેમ એક નોકરે કહ્યું. નોકરના આ શબ્દો સાંભળી હસમુખ, કાળીદાસ અને સુધાકરને લઇને જમવા ચાલ્યો ગયો.

જમી રહ્યા પછી પાન સોપારી ખાતાં ખાતાં કાળીદાસે સુધાકરના પાનમાં કાંઇક ધોળી વસ્તુ નાખી દીધી. સુધાકર પણ પાનમાં નાખેલ વસ્તુના ગુણ અનુસાર વાને ચડયો. સુધાકરને મોજમાં આવી ગયેલો જોતાંજ સહુ એક પછી એક દીવાનખાનામાંથી ચાલ્યા ગયા.

સુધાકરને તેમની "સોનેરી જાળ"માં ફસાવવાનો યોગ્ય સમય આવી પહોંચેલો જોઇને કાલીદાસે હસમુખને ઇશારત કરતાં પાસા ફેંકવાનું જણાવ્યું.

કાલીદાસના ઇશારાનો ઈશારાથી જવાબ આપી હસમુખ ત્યાંથી ચાલ્યો ગયો અને પહેલાંથી કરી રાખેલી ગોઠવણ મુજબ દીલ ઉશ્કેરનારી ચીજ ગાઇ સુધાકરનું દીલ ઉશ્કેરી મુકવા અયશાને કહ્યું કે તરતજ અયશાએ સીતારના તાર છેડી મધુર અવાજે નીચે મુજબ ગાવાનું શરૂ કર્યુ.

"રાત્રિ માંહી શુભ ફરસમાં,
કોઇ વામા વિયોગી;
શૈય્યા બેઠા ચીત ચિત્તવંત,
પ્યારીને પ્રેમ રોગી;
શોભીતો છે, કનક સરખો,
વર્ણ જેનો રૂપાળો;
વિકસેલાં કમળ સરખાં,
આર્ય આનંદકારી;
જેના ઓષ્ટો સુરભી ભર હું,
ચુસ્તો હર્ષ ધારી;
કેલી અંતે પળતી પ્રમદા,
વસ્ત્રથી ઢાંકી છાતી.
છુટી વેણી કરથી ગ્રહતી
પાછળે જોતી જાતી;

ચુંમી લેતાં મુખથી વદતી,
હું હવે નાથ હારી;
એવી પ્યારી પ્રમદા મુજને
આવતી યાદ ભારી."

સંગીતનો મીઠો ધ્વની સાંભળતાંજ સુધાકરના હૃદયના તાર ઝણઝણી ઉઠયા. સંગીત સાંભળી ધવાયેલા હૃદયે સુધાકર કાળીદાસ પ્રત્યે બોલ્યો.

"કાલીદાસ! કેવું અજબ માધુર્યતાપૂર્ણ સંગીત છે? આ સંગીતના શ્રવણથી મારા હૃદયના તાર ઝણઝણી ઉઠયા છે. આવું અનુપમ જે ગાઇ શકે છે તે ગાનારી કેવી હશે? કાળીદાસને રૂપ-સુંદરીની સાથે મારી મુલાકાત ન થઇ શકે?"

"શું તમે આવું સુંદર ગાનારીની કળાની કદર કરવા ઇચ્છો છો!" સુધાકરના અંતરના ભાવ જાણી લેવાના હેતુથી કાળીદાસ બોલ્યો.

"કાળીદાસ! આવી ઉત્તમ કળાની કદર કોણ ન કરે?"

"શું ખરેખર તમારૂં દીલ સંગીતના શ્રવણથી ધવાયું છે?"

"તે હું તને કેવી રીતે બતાવી શકું કાલીદાસ લે આ મારી હીરાની વીંટી, આવું ઉમદા સંગીત ગાનારનો મેળાપ કરાવવાની તારી મહેનતની."

"તમે મારા મિત્ર છો. હું તમોને મારાથી બનતી સઘળી મદદ કરીશ." આમ કહીને સુધાકરે આપેલી હીરાની વીંટી લઇને કાળીદાસ ચાલ્યો ત્યાં ગયો.

કાલીદાસના જવા પછી સંગીતના શ્રવણથી તેના મધુરા આલાપને સ્વરમાં ભાન ભુલી બેઠેલો સુધાકર દીવાનખાનામાં આમ તેમ ટહેલવા લાગ્યો. "આ કોકીલ કંઠે ગાનારી કોઇ દેવલોકની અપ્સરા તો નહીં હોય? કેવું અજબ ચેતનભર્યું સંગીત છે? સ્વરમાં પણ કેટલું બધું માધુર્ય ભર્યું છે?" આમ સુધાકર તેના મનમાં બબડી રહ્યો હતો તેવામાં એક કોકીલ કંઠ કીન્નરી-અજબ લાવણ્યવતી સુંદરી તેના હાથમાં સીતાર લઇને ઉપરનું સંગીત લલકારતી લલકારતી સુધાકર જ્યાં ટહેલતો હતો ત્યાં આવી પહોંચી.

સંગીતનો સ્વર કાને પડતાંજ સુધાકરની વિચારનિદ્રા તુટી પડતાંજ તેની સામે એક અનુપમ લાવણ્યવતી સુંદરીને મધુર આલાપથી ગાતી જોઈ. આ દ્રશ્ય જોતાંજ સુધાકર તેના પ્રત્યે બોલી ઉઠયો.

"સુર લોકમાંથી ભુલા પડેલ સુર લોકની કોઇ સંગીત કુશળ બાળા તો આપ નથીને?"

આમ કહીને વિશ્વમોહીનીના સૌંદર્યનું પાન કરવામાં લીન બની ગયો. રૂપસુંદરી અયશાના સૌંદર્યમાં મસ્ત બની ગયેલ સુધાકરે આ યુવતીને મૌન રહેલી જોતાંજ તેના બાહુપાશમાં જકડી લીધી અને તેના અધરામૃત પર ચુંબન કરતાં બોલી ઉઠયો.

"શું તમારા આ રૂપરાશીનું પાન કરવાનો અમોલો લ્હાવો મને મળશે ખરો?"

આના જવાબમાં પણ તે કામદેવની રતિને મૌનજ સેવેલું જોઇ સુધાકરે તેને ફરીથી તેના બાહુપાશમાં જકડીને અયશાના ગુલે ગુલાબી ગાલ પર ચુંબનની મ્હોર મારી તેના અધરામૃતનું પાન કરવા લાગ્યો.

**પ્રથમ ખંડ સંપુર્ણ.**